ओ३म्

# વેદ-વિમર્શ


## ડૉ. રામપ્રકાશ

(એમ.એસસી. ઓનર્સ, પીએચ.ડી., ભૂતપૂર્વ - રાજ્યસભા સાંસદ
તથા કુલાધિપતિ કાંગડી ગુરુકુળ વિશ્વવિદ્યાલય, હરિદ્વાર)

અનુવાદક

**નાથુભાઈ ડોડિયા**

ભાષા સંશોધક અને સંપાદક

**ભાવેશ મેરજા**



પ્રકાશક

**આર્યસમાજ**

**નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧**

# સ્મરણાંજલિ



આર્યસમાજ ભરૂચના ભૂતપૂર્વ મંત્રી તથા વૈદિક સાહિત્યના સંનિષ્ઠ પ્રકાશક, વિતરક અને લેખક **શ્રી નાથુભાઈજી ડોડિયા**એ કરેલો આ 'વેદ-વિમર્શ' પુસ્તકનો ગુજરાતી અનુવાદ પ્રકાશિત થાય એ પહેલાં જ તેમનું તા. ૭ ડિસેમ્બર, ૨૦૨૦ના રોજ કોરોનાને કારણે દેહાવસાન થઈ ગયું. આ પુસ્તક તેમની યાદમાં - સ્મરણાંજલિ રૂપે - પ્રકાશિત કરી રહ્યા છીએ. - **આર્યસમાજ, ભરૂચ.**

**'વેદ-વિમર્શ' હિંદી પુસ્તકનો ગુજરાતી અનુવાદ**
Gujarati Translation of the Hindi Book 'Ved-Vimarsh', authored by Dr. Ram Prakash.

**લેખક :** ડૉ. રામપ્રકાશ

**અનુવાદક :** નાથુભાઈ ડોડિયા

**ભાષા સંશોધક અને સંપાદક :** ભાવેશ મેરજા (મો : ૯૮૭૯૫૨૮૨૪૭)

**પ્રકાશક** : આર્યસમાજ, નવાડેરા, ભરૂચ - ૩૯૨ ૦૦૧ (મો : ૯૬૮૭૨૪૪૩૩૬)

**સંસ્કરણ :** પ્રથમ, પ્રત : ૩,૫૦૦, ૧૨ ફેબ્રુઆરી, ૨૦૨૨
(સ્વામી દયાનંદનો ૧૯૭મો જન્મદિન)

**કિંમત : ૨૦ રૂપિયા**

**મુદ્રક :** રાજ ઓફસેટ, ધોબીઘાટ, દૂધેશ્વર, અમદાવાદ

ओ३म्

आ नो भद्राः क्रतवो यन्तु

# વેદ-વિમર્શ

પ્રાચીન કાળમાં મનુષ્ય માત્રનો એક જ ધર્મ હતો અને એક જ ધર્મગ્રંથ હતો - વેદ. તેના જ ઉપદેશોને અનુરૂપ જીવન વ્યવહાર ચાલતો હતો. ત્યારે વિશ્વ એક પરિવાર હતું અને ભારતને વિશ્વગુરુ માનવામાં આવતો હતો. અહીંથી જ સર્વત્ર જ્ઞાન-વિજ્ઞાનનો ફેલાવો થયો હતો. અંકોની ગણતરી સુધ્ધાં ભારતે જ વિશ્વને શિખવાડી હતી. એટલા જ માટે લોકો અંકોને ‘હિન્દસે’ કહેતા હતા. પરંતુ સમય બદલાયો. વેદોની ખોટી વ્યાખ્યાઓ કરવામાં આવી. વેદમાં જે ન હતું તે સ્વાર્થવશ ભાષ્યકારો બતાવવા લાગ્યા. ધીમે ધીમે લોકો વેદોના ઉપદેશોને ભૂલી ગયા. વિભિન્ન મનુષ્યોએ પોતપોતાના ગ્રંથોની રચના કરી. અનેક મત-સંપ્રદાયો પ્રચલિત થઈ ગયા. પરિણામ આવ્યું - માનસિક અશાંતિ, પરસ્પર દ્વેષ, સંઘર્ષ અને રક્તપાત. હવે ફરીથી સમયે સુખદ પલટો માર્યો છે. દયાનંદ સરસ્વતી જેવા ઋષિએ વેદોનો પુનરુદ્ધાર કરી એક નવા યુગનો પ્રારંભ કર્યો છે. ઋષિએ વેદોને ‘સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક’ ઘોષિત કરી પુનઃ વેદોની તરફ પાછા વળવાનો નિર્દેશ કર્યો છે. પોતાના જીવનના અંતિમ દશકમાં વેદ વિશે તેઓએ જે કાર્ય કર્યું છે, તે સુવર્ણ અક્ષરે લખવા યોગ્ય છે. આમ છતાં આજે પણ વેદ અંગે અનેક ભ્રાંતિઓ પ્રચલિત છે. આમાંથી કેટલીક જાણીજોઈને ફેલાવવામાં આવી છે અને કેટલીક અજાણતાં. આથી અહીં કેટલાક મૌલિક પ્રશ્નો અંગે વિચાર કરવો યોગ્ય રહેશે.

## ઈશ્વરીય જ્ઞાનની આવશ્યકતા

મનુષ્ય જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરે છે ? - આ પ્રશ્ન પર દાર્શનિકોએ ખૂબ જ વિચાર કર્યો છે. કેટલાક પાશ્ચાત્ય વિચારકો અનુસાર મનુષ્ય સ્વયં જ્ઞાન પ્રાપ્ત

કરી લે છે, તેને જ્ઞાનપ્રાપ્તિ માટે કોઈની સહાયતાની જરૂર નથી પડતી. આ વિચારકોમાંથી કેટલાક જ્ઞાનની પ્રાપ્તિ અનુભવવાદ (Empiricism) દ્વારા માને છે. જોહ્ન લૉકના મંતવ્ય અનુસાર મનુષ્યનું મસ્તિષ્ક એક કોરા કાગળ સમાન છે અને જ્ઞાનની પ્રાપ્તિનાં સાધન સંવેદના અથવા અનુભૂતિ (Sensation) તથા ચિંતન (Reflection) છે. બર્કલે અને હ્યૂમે પણ આ જ મતનું પ્રતિપાદન કર્યું છે. જો મનને કોરા કાગળ જેવું માની લેવામાં આવે તો તે નિષ્ક્રિય બની જાય છે. આવું માનવું એ મનોવૈજ્ઞાનિક ભૂલ ગણાશે, કારણ કે મન ગતિશીલ છે અને તેમાં દરેક ક્ષણે કોઈ ને કોઈ વિચાર આવતો જ રહે છે. ડેકાર્ટ, સ્પિનોઝા તથા લાઈબનિઝ જ્ઞાનની ઉત્પત્તિ બુદ્ધિવાદ દ્વારા માને છે. પરંતુ એલ્ડન હક્સલેનો આ વિચાર પણ ઠીક જ છે કે - 'બુદ્ધિવાદ જીવનની સમસ્યાઓનું સમાધાન મેળવવા માટેનું તેના પોતાનામાં જ એક પૂર્ણ માધ્યમ નથી.'[૧] જર્મન દાર્શનિક કાન્ટના વિચાર મુજબ પણ સદાચાર સંબંધી જ્ઞાનની પ્રાપ્તિ એકલા અનુભવ કે બુદ્ધિ દ્વારા સંભવ જણાતી નથી.

આ બધા મત અમુક અંશ સુધી જ સત્ય છે. જો પ્રારંભમાં કોઈ શીખવનાર ન હોય તો મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી જ નથી શકતો. આ વિચારની પુષ્ટિ માટે કેટલાંક ઉદાહરણ પ્રસ્તુત છે :

(૧) આજે મનુષ્યે એટલું બધુ જ્ઞાન જ્ઞાન પ્રાપ્ત કરી લીધું છે કે તેણે ચંદ્ર ઉપર જવાની અભિલાષા પૂરી કરી લીધી છે. પરંતુ આજે પણ આંદામાન દ્વીપ સમૂહમાં નિગરેટા વર્ગના કેટલાંક લોકો રહે છે કે જેમને સારી રીતે ગણતરી કરતાં પણ નથી આવડતું. ત્યાં માત્ર દસ સુધીની ગણતરી કરનારને તો મહાન ગણિતશાસ્ત્રી માનવામાં આવે છે ! ત્યાં પણ ખોદકામ કરતાં લોખંડનાં ભાલા જેવાં અસ્ત્ર-શસ્ત્ર મળ્યાં છે. આથી તે લોકો સદાથી અજ્ઞાની નથી. અગાઉ કોઈવાર તેઓ પણ સભ્ય હતા. આજે તેમની આવી પરિસ્થિતિ શિક્ષકના અભાવે થઈ ગઈ છે. આથી ઋષિ દયાનંદે ઋગ્વેદાદિભાષ્યભૂમિકા (વેદોત્પતિ વિષય)માં ઠીક જ લખ્યું છે : 'સૃષ્ટિની શરૂઆતમાં પણ પરમાત્મા જો વેદનો ઉપદેશ ન આપત, તો આજ સુધી કોઈ મનુષ્યને ધર્માદિ પદાર્થોની યથાર્થ વિદ્યા પ્રાપ્ત થઈ શકી ન હોત.'

(૨) અનેક ભાષાઓને જાણનારાં માતાપિતાનું સંતાન પણ શીખવ્યા વગર ભાષા શીખી શકતું નથી. આથી બાળકોને જ્ઞાન આપવા માટે ખોલવામાં આવતી

પાઠશાળાઓ આ વાતનું પ્રબળ પ્રમાણ છે કે, શિક્ષક વગર એકલા અનુભવ કે બુદ્ધિ દ્વારા જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી.

(૩) આજ સુધી કોઈ પણ અભણ વ્યક્તિએ કોઈ વૈજ્ઞાનિક શોધ કરી નથી, કારણ કે શિક્ષક વગર જ્ઞાન પ્રાપ્ત થવું સંભવ નથી.

(૪) એ. ડબલ્યૂ. કિંગલેક જ્યારે ઈજિપ્તના મહાન રણમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે તેમને એક શેખ મળ્યો. આ શેખને આ વિજ્ઞાનના યુગમાં પણ એ વાતની ખબર ન હતી કે, સમયનું વિભાજન કલાક, મિનિટ અને સેકંડમાં થઈ ચૂક્યું છે; કારણ કે એ વાત તેને કોઈએ બતાવી જ ન હતી.

(૫) વીસમી સદીના પ્રથમ દશકમાં અંબાલા જિલ્લામાં એક બાળકનો જન્મ થયો. તેનું નામ સંમૂ હતું. તેને શાળામાં ઉર્દૂ ભણવા દાખલ કર્યો. હજુ તેણે ઉર્દૂ વર્ણમાળા જ શીખી હતી (જે તેને પછી પણ તેને યાદ હતી) એટલામાં લેખકના પૈતૃક ગામ તંગૌર (કુરુક્ષેત્ર)નો એક માણસ તેને નોકર તરીકે લઈ ગયો. ત્યાં આ બાળકને પશુની જેમ રાખવામાં આવ્યો. તેને દરેક પ્રકારના જ્ઞાનથી વંચિત રાખીને પશુની જેમ ખાવાપીવાનું જ શીખવવામાં આવ્યું. પછી સંમૂ નજીકના એક બીજા ગામ (ઝરોલી ખુર્દ)માં વર્ષો સુધી નોકર રહ્યો. તે પરિવારના સભ્યો પોલીસ અને સેનામાં ઉચ્ચ અધિકારીઓ હતા, પરંતુ સંમૂને શરૂઆતથી જ કશું જ્ઞાન આપવામાં આવ્યું ન હતું. આથી એ તો લગભગ નગ્ન જેવો જ રહેતો હતો. જ્યાં સૂતો હોય ત્યાં જ પેશાબ વગેરે કરી લેતો હતો. તેને પોતાના માલિકનું કે તેના ગામનું નામ પણ બોલતાં આવડતું ન હતું. તે મનુષ્ય યોનિમાં એક પશુ તુલ્ય જ હતો.

(૬) સીરિયાના સમ્રાટ અસુરવાણીપાલ, ગ્રીસના રાજા સેમિટિકલ સમ્રાટ ફ્રેડરિક બીજા, સ્કૉટલેન્ડના જેમ્સ ચોથા તથા બાદશાહ અકબર વગેરેએ મનુષ્યની મૂળ ભાષા જાણવા માટે અબોધ બાળક-બાળકીઓને નિર્જન વનમાં મૂંગી આયાઓના સંરક્ષણમાં રાખ્યાં હતાં. આ બાળકોના જ્ઞાનનો વિકાસ ન થયો. તેઓ કેવળ ઈશારો કરવાનું જ શીખી શક્યાં. પોતાનાં આ પરીક્ષણો પછી આ સમ્રાટો એ નિષ્કર્ષ પર પહોંચ્યા હતા કે, શિક્ષક વગર જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી.

આથી સ્પષ્ટ છે કે મનુષ્યમાં જ્ઞાનપ્રાપ્તની શક્તિ છે. નહિતર તો સંમૂ ઉર્દૂ

વર્ણમાળા પણ શીખી શક્યો ન હોત. પરંતુ આરંભમાં હંમેશાં શિક્ષકની જરૂર પડે છે. થોડું જ્ઞાન પ્રાપ્ત કરી લીધા પછી મનુષ્ય પોતાના એ જ્ઞાનને અનુભવ અને બુદ્ધિ દ્વારા વધારી શકે છે. જેમ બીજ વગર અંકુર પેદા નથી થઈ શકતા, એ જ રીતે જ્ઞાનના વિકાસ માટે પણ બીજ રૂપ જ્ઞાન જરૂરી છે. આરંભમાં જ જ્ઞાનનો વિકાસ સંભવ નથી; કારણ કે વિકાસ એક ક્રિયા છે અને મનોવિજ્ઞાન અનુસાર ક્રિયા પહેલાં અનુભૂતિ અને અનુભૂતિ પહેલાં જ્ઞાનની આવશ્યકતા રહેતી હોય છે. આથી ડૉ. રસેલ વેલેસ તો એવું માને છે કે : 'બૌદ્ધિક ક્ષમતાના નિરંતર વિકાસનું કોઈ પ્રમાણ જોવા મળતું નથી.'[2]

સૃષ્ટિના આરંભમાં મનુષ્યમાં નૈમિત્તિક જ્ઞાન ન હોવાથી ઈશ્વર સ્વયં જનકલ્યાણ હેતુ જરૂરી જ્ઞાનનો પ્રકાશ કરે છે. જેવી રીતે ઈશ્વરે આંખની સહાયતા માટે સૂર્ય બનાવ્યો છે, તેવી જ રીતે બુદ્ધિને માટે જ્ઞાનરૂપી સૂર્ય પ્રદાન કર્યો છે. જેવી રીતે સૂર્ય વગર આંખ વ્યર્થ છે, તેવી જ રીતે જ્ઞાન વગર બુદ્ધિનો શો અર્થ ? જેવી રીતે પ્રત્યેક કારીગર પોતાની બનાવેલ વસ્તુઓના ઉપયોગનું જ્ઞાન આપે છે, એવી જ રીતે પ્રભુ દ્વારા આરંભમાં જગતની વસ્તુઓના ઉપયોગનું જ્ઞાન આપવામાં આવે એ અનિવાર્ય છે. પરમાત્મા ન્યાયકારી છે, એટલા માટે કર્માનુસાર ફળ આપતા પહેલાં એ બતાવવું આવશ્યક છે કે પાપ-પુણ્ય શું છે ? આ બધાનું જ્ઞાન આદિ સૃષ્ટિમાં પ્રભુ પોતાની કલ્યાણકારી વેદવાણી દ્વારા પ્રદાન કરે છે.

કેટલાક પશ્ચિમી દાર્શનિકોએ પણ ઈશ્વરીય જ્ઞાનની આવશ્યકતાનો અનુભવ કર્યો છે. અફલાતૂન (પ્લેટો) અનુસાર ધાર્મિક કર્મોનો ઉપદેશ, અંધકારને દૂર કરવા તથા જીવનયાત્રાને સુગમ બનાવવાનો નિર્દેશ કરવા માટે ઈશ્વર અથવા પ્રેરિત વ્યક્તિની જરૂર છે.[3] કાન્ટના વિચાર મુજબ ધર્મ અને સદાચાર સંબંધી નિયમોના જ્ઞાન માટે ઈશ્વરીય જ્ઞાનની આવશ્યકતા છે.[4] આવી રીતે ફ્લિન્ટે પણ સ્વીકાર્યું છે કે : 'મુક્તિ માટે જે જ્ઞાનની આવશ્યકતા છે, તે આત્મા અને પ્રકૃતિ પાસેથી પ્રાપ્ત થતું નથી. બુદ્ધિના ગૂઢતમ આવિષ્કારોની સાથે સાથે આપણને ઈશ્વરીય જ્ઞાનની આવશ્યકતા પડે છે.' પાંતજલ યોગસૂત્ર (૧.૨૬)માં પરમાત્માને સર્વેનો આદિ ગુરુ બતાવવામાં આવ્યો છે : स एष पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात्।

# ઈશ્વરીય જ્ઞાનની ઓળખ

બધા જ મત-મજહબના લોકો પોતપોતાનાં પુસ્તકોને ઈશ્વરીય જ્ઞાન માને છે. પરંતુ કહેવા માત્રથી કોઈ વાત સાબિત થઈ જતી નથી; કારણ કે - लक्षणप्रमाणभ्यां वस्तुसिद्धिः न तु प्रतिज्ञा मात्रेण। આ વિષયમાં સત્યનો નિર્ણય કરવા માટે વિદ્વાનો નિમ્નલિખિત કસોટીઓની મદદ લેતા રહે છે :

(૧) ઈશ્વરીય જ્ઞાન સૃષ્ટિના આરંભમાં પ્રકાશિત થવું જોઈએ; કારણ કે જ્ઞાન વગર કોઈ વ્યવસ્થા ચાલી શકતી નથી. જો પરમાત્મા પોતાનું જ્ઞાન થોડા સમય પછી આપે તો જ્ઞાનથી વંચિત રહેનારી વ્યક્તિઓ સાથે અન્યાય થયો કહેવાય. આથી જર્મન કવિ ગેટેએ ઠીક જ કહ્યું છે : 'સંસારના પ્રભાત કાળમાં પરમાત્મા માનવને જ્ઞાન આપે છે.' કુરાન અને બાઈબલના જ્ઞાનની ઉંમર બહુ જ ઓછી છે. વેદ જ સૌથી પ્રાચીન છે. આ હકીકતનો બીજા મતાવલંબીઓ પણ સ્વીકાર કરે છે. મેક્સમૂલરે લખ્યું છે : 'વેદને સૌથી પ્રાચીન કહી શકાય છે, કારણ કે તેના પહેલાંનો કોઈ હસ્તલિખિત ગ્રંથ મળતો નથી.... આપણે તેને વર્ષોમાં માપી શકતા નથી.'[૫.ક] 'આર્ય જગતમાં વેદ ચોક્કસ સૌથી જૂનું પુસ્તક છે.'[૫.ખ] ઈસાઈ વિદ્વાન પ્રો. હિરેન માને છે : 'નિશ્ચિત રૂપે વેદ સંસ્કૃત સાહિત્યમાં સૌથી પ્રાચીન છે.'[૬] પાદરી મોરિસ ફિલિપે લખ્યું છે : 'જૂના કરારના ઈતિહાસ અને પુસ્તકોના નિર્માણકાળ સંબંધી અનુસંધાન પછી હવે આપણે નિશ્ચિત રૂપે ઋગ્વેદને ફક્ત આર્યજાતિનો જ નહિ, પરંતુ સમસ્ત વિશ્વનો સૌથી પ્રાચીન ગ્રંથ કહી શકીએ છીએ.'[૭]

(૨) ઈશ્વરીય જ્ઞાનનો પ્રકાશ સૃષ્ટિની શરૂઆતમાં થાય છે. આથી તેમાં ઈતિહાસ હોઈ શકતો નથી. પરંતુ બાઈબલમાં પેલેસ્ટાઈનના યહૂદીઓનો ઈતિહાસ છે અને કુરાન તો આરબ દેશનાં દશ્યો અને આદમ, ઈસા, મૂસા, દાઉદની કથાઓથી ભરપૂર છે. ફક્ત વેદ જ એક એવું પુસ્તક છે કે જેમાં કોઈ દેશ, કાળ અને જાતિનો ઈતિહાસ નથી. વેદમાં વિશ્વામિત્ર, વસિષ્ઠ, ઉર્વશી, વગેરે શબ્દો જરૂર આવે છે. આ શબ્દોને જોઈને પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદમાં ઈતિહાસ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે અને પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યા વગર તેઓનું આંધળું અનુકરણ કરીને કેટલાક ભારતીય વિદ્વાનો પણ વેદોમાં ઈતિહાસ હોવાની

વાતને અનુમોદન આપે છે; પરંતુ હકીકત એ છે કે વેદો પ્રકાશિત થયા પછી જ તેના આધારે મનુષ્યો અને પદાર્થોનાં નામ રાખવામાં આવ્યાં હતાં. આથી વસ્તુઓ અને વિષયોનાં નામ વેદમાં જોઈને તેમાં ઈતિહાસની કલ્પના કરવી એ એવી વાત છે કે જેમ આજે કોઈ રામચંદ્ર નામની વ્યક્તિ એવું કહે કે લાખો વર્ષ પૂર્વે દશરથ રાજાએ પોતાના પુત્રનું રામચંદ્ર નામ મારું નામ સાંભળીને રાખ્યું હતું અને રામાયણમાં મારી જ વાતો વર્ણિત છે. હકીકતમાં વેદમાં જોવા મળતા આ શબ્દો વ્યક્તિ વિશેષના સૂચક નથી, પરંતુ સામાન્ય ગુણસૂચક છે; કારણ કે કેવળ વિશેષણની સાથે જ 'તર' અને 'તમ' પ્રત્યય લાગી શકે છે; તથા વેદમાં આવા અનેક શબ્દો સાથે આ પ્રત્યયોનો પ્રયોગ કરવામાં આવ્યો છે. જેમ કે कण्वतम (ઋ. ૧.૪૮.૪, ૧૦.૧૧૫.૫) તથા इन्द्रतम (ઋ. ૧.૧૮૨.૨). જો કણ્વ અને ઈન્દ્ર વ્યક્તિવાચક સંજ્ઞા હોત તો તેની સાથે 'તમ' પ્રત્યય લગાડવામાં આવ્યો ન હોત.

કેટલાક શબ્દો ભિન્ન ભિન્ન મંત્રોમાં અલગ અલગ અર્થોમાં પ્રયુક્ત થયા છે. ઉદાહરણ તરીકે, વસિષ્ઠ શબ્દને લો. આ શબ્દ વેદમાં કેટલીય જગ્યાએ આવ્યો છે. જેમ કે, અથર્વવેદ (૬.૪૪.૨)માં મંત્ર છે :

शतं या भेषजानि ते सहस्रं संगतानि च।
श्रेष्ठमास्रावभेषजं वसिष्ठं रोगनाशनम्।।

'જે સેંકડો અને હજારો દવાઓ ઉપલબ્ધ છે, તેમાં ખંજવાળ માટેની વસિષ્ઠ ઔષધ શ્રેષ્ઠ અને રોગનાશક છે.' અહીં વસિષ્ઠ શબ્દ કોઈ વ્યક્તિ વિશેષ માટે નથી આવ્યો, પરંતુ તે એક ઔષધિનું નામ છે. યજુર્વેદ (૧૩.૫૪)માં વસિષ્ઠનો અર્થ પ્રાણ છે. આ શબ્દનો શતપથ બ્રાહ્મણ (૮.૧.૧.૬)માં પણ આ જ અર્થમાં પ્રયોગ કરવામાં આવ્યો છે - प्राणो वै वसिष्ठ ऋषिः અર્થાત્ પ્રાણ જ વસિષ્ઠ ઋષિ છે. ઋગ્વેદના એક મંત્ર (૭.૩૩.૧૧)માં વસિષ્ઠ શબ્દ પાણીના અર્થમાં આવ્યો છે. આ રીતે કેટલાય શબ્દ ભિન્ન ભિન્ન જગ્યાએ અલગ અલગ આશયને પ્રગટ કરે છે. એક જ શબ્દના અનેક અર્થ હોવા એ ભાષાનું દૂષણ નહિ, પણ ભૂષણ છે. આ તમામ શબ્દો લૌકિક નહિ, પરંતુ યૌગિક છે અને આથી જ વેદમાં ઈતિહાસ સિદ્ધ થઈ શકતો નથી. એટલું જ નહિ, વેદોમાં ઈતિહાસની રજૂઆત કરનાર

મેક્સમૂલરે પણ એ જ વાતનો સ્વીકાર કરતાં લખ્યું છે કે : 'વેદોમાં અનેક નામ જોવા મળે છે, પરંતુ એ નામ વ્યક્તિવાચક સંજ્ઞાઓ રૂપે જોવા મળતાં નથી.'[૮]

(૩) ઈશ્વરીય જ્ઞાન બુદ્ધિ માટે છે. આથી તે બુદ્ધિ તથા સૃષ્ટિના નિયમોને અનુકૂળ હોવું જોઈએ. ઈશ્વરીય જ્ઞાનનો પ્રકાશ સૃષ્ટિનાં રહસ્યોને ખોલવા માટે હોય છે. આથી તે જ્ઞાન તથા સૃષ્ટિના નિયમોમાં ભિન્નતા ન હોવી જોઈએ. ભૂગોળનું એ જ પુસ્તક શ્રેષ્ઠ છે કે જે વાસ્તવિક ભૂગોળ સાથે સુસંગત બેસતું હોય.

બાઈબલની કેટલીય વાતો બુદ્ધિ અને સૃષ્ટિના નિયમોની વિરુદ્ધ છે. એટલા માટે વિજ્ઞાન અને ખ્રિસ્તી મત વચ્ચે ટક્કર થતી રહી છે. બાઈબલ વિરોધી અનુસંધાનને માટે વૈજ્ઞાનિકો પર જે અત્યાચારો કરવામાં આવ્યા હતા એ વાંચીને આપણું હૃદય દુઃખની અનુભૂતિ કરે છે. દેવી હિયોફિયા રેખાગણિતનો પ્રચાર અને આવિષ્કાર કરતી હતી, પરંતુ રેખાગણિતનો ઉલ્લેખ બાઈબલમાં ક્યાંય જોવા મળતો નથી. આથી બાઈબલ-વિરોધી આ કાર્યને રોકવા માટે પાદરી સિરિલના આદેશ અનુસાર એ દેવીને નગ્ન કરીને તેને જાનથી મારી નાખવામાં આવી. બાઈબલમાં અમેરિકાનું નામ પણ આવતું નથી. આથી પોર્ટુગલના બાદશાહે અમેરિકાની શોધ માટે કોલંબસને માંગવા છતાંય આર્થિક સહાય નહોતી કરી. બાઈબલમાં લખ્યું છે કે પૃથ્વી સપાટ અને સ્થિર છે, અને સૂર્ય ચક્કર લગાવે છે. આથી વિપરીત વિજ્ઞાને સાબિત કરી દીધું છે કે, પૃથ્વી ગોળ છે અને તે સૂર્યની ચારે તરફ ફરી રહી છે. પૃથ્વી ગોળ છે - આ સત્યનો પ્રકાશ કરવાને કારણે ગેલીલિયોને દસ વર્ષની કારાવાસની સજા આપવામાં આવી હતી અને એ દરમિયાન જ તેમનું મૃત્યુ થઈ ગયું હતું. બિચારા બ્રૂનોને પણ ૧૬ ફેબ્રુઆરી, ૧૬૦૦ના રોજ તેલ છાંટીને જીવતો સળગાવી દેવામાં આવ્યો હતો. બ્રૂનોએ કચેરીનો નિર્ણય સાંભળીને મુસ્કરાતે ચહેરે કહ્યું હતું કે : 'મને મૃત્યુદંડ આપતી વખતે મારા કરતાં તો તમે લોકો વધું ડરી રહ્યા છો.'

આવી જ રીતે કુરાનમાં લખ્યું છે : 'અલ્લાહ વહ હે જિસને ખડા કિયા આસમાનોં કો બિના ખમ્બે કે, દેખતે હો તુમ ઉસકો. ફિર ઠહરા ઊપર અર્શ કે, આજ્ઞા બર્તને વાલા કિયા સૂરજ ઔર ચાંદ કો. ઔર વહી હૈ જિસને બિછાયા પૃથ્વી

કો. ઉતારા આસાન સે પાની, બસ બહે નાલે સાથ અંદાજ અપને કે.' (મં.૩, સિ. ૧૩, સૂ.૧૩, આ. ૨,૩,૧૭, ૨૬)

પરંતુ વેદમાં બુદ્ધિ અને સૃષ્ટિ નિયમોને પ્રતિકૂળ એક પણ વાત નથી. આ માટે ઋષિ કણાદ પોતાના વૈશેષિક દર્શન (૬.૧.૧)માં લખે છે : बुद्धिपूर्वा वाक्यकृतिर्वेदे। એક ઉદાહરણ લઈએ : વેદની માન્યતા છે કે પૃથ્વી સૂર્યની ચારે બાજુ ફરે છે. યજુર્વેદ (૩.૬)માં કહ્યું છે : आयं गौः पृश्निरक्रमीदसन्मातरं पुरः। पितरं च प्रयन्त्स्वः।। ઋષિ દયાનંદે વેદનું આ જ પ્રમાણ આપી સત્યાર્થ પ્રકાશના આઠમા સમુલ્લાસમાં લખ્યું છે : 'આ ભૂગોળ જળ સહિત સૂર્યની ચારે બાજુએ આકાશમાં ઘૂમતો રહે છે અર્થાત્ સૂર્યની ચારે બાજુ પૃથ્વી ફરે છે.' ઋષિ દયાનંદે આ મંત્રમાં 'ગૌ'નો અર્થ 'ભૂમિ' નિરુક્ત અને નિઘંટુને આધારે કર્યો છે. गौरिति पृथिव्या नामधेयम् यद्दूरं गता भवति, यच्चास्यां भूतानि गच्छन्ति। (નિરુક્ત ૨.૫), गौरिति पृथिवी नामसु पठितम्। (નિઘંટુ ૧.૧)

આચાર્ય દ્વિજેન્દ્રનાથ 'સંસ્કૃત સાહિત્ય વિમર્શ'માં આ મંત્રનો અર્થ આ મુજબ કરે છે : 'પ્રાણીઓના પ્રાણોની પોષક પૃથ્વી નિરંતર પોતાની ધરી પર ઘૂમે છે અને પૂરા જગતના રક્ષક રૂપ સૂર્યની સાથે દ્યુલોકમાં ભ્રમણ કરે છે.' આ રીતે આચાર્યજી આ મંત્ર દ્વારા પૃથ્વીની બંને ગતિઓ (દૈનિક અને વાર્ષિક)નો નિર્દેશ કરે છે. આ સત્યનું પ્રતિપાદન વેદના બીજા પણ કેટલાક મંત્રોમાં કરવામાં આવ્યું છે. જેમ કે, वर्षेण भूमिः पृथिवी वृतावृता (અથર્વવેદ ૧૨.૧.૫૨) અર્થાત્ વર્ષ ભરમાં પૃથ્વી પોતાનું ચક્કર પૂરું કરે છે. આથી બ્રાઉને ઠીક જ લખ્યું છે : 'આ સંપૂર્ણ રીતે એક વૈજ્ઞાનિક ધર્મ છે કે જ્યાં ધર્મ અને વિજ્ઞાન હાથમાં હાથ પકડીને સાથે ચાલે છે. અહીં ધાર્મિક સિદ્ધાંત વિજ્ઞાન અને દર્શન પર આધારિત છે.'[૯]

(૪) ઈશ્વરીય જ્ઞાન ઈશ્વરના સ્વભાવ અને ગુણોને અનુકૂળ હોવું જોઈએ. સ્વામી દયાનંદ સત્યાર્થ પ્રકાશના સાતમા સમુલ્લાસમાં લખે છે :

'જેવો ઈશ્વર પવિત્ર, સર્વ વિદ્યાવિત, શુદ્ધ ગુણ-કર્મ-સ્વભાવ, ન્યાયકારી, દયાળુ વગેરે ગુણવાળો છે, એવું જે પુસ્તકમાં ઈશ્વરનાં ગુણ-કર્મ-સ્વભાવને અનુકૂળ કથન હોય, તે પુસ્તક ઈશ્વરકૃત છે, અન્ય નહિ.'

(૫) ધર્મવીર પંડિત લેખરામ 'કુલિયાત આર્ય મુસાફિર'માં લખે છે :

'એ ઈલહામ અર્થાત્ ઈશ્વરીય જ્ઞાન એવી ભાષામાં હોવું જોઈએ કે જે બધી ભાષાઓમાં વિશિષ્ટ અને ઉત્કૃષ્ટ હોય, કારણ કે પરમાત્મા પોતાના ગુણોથી મનુષ્યોથી વિશિષ્ટ અને શ્રેષ્ઠ છે.'

મોટે ભાગે ભાષાશાસ્ત્રીઓ એ વાતનો સ્વીકાર કરે છે કે, સંસ્કૃતને છોડીને શેષ ભાષાઓ અપૂર્ણ છે, તેની લિપિઓ અવૈજ્ઞાનિક છે અને આ ભાષાઓમાં લખવામાં આવે છે કંઈક અને બોલવામાં આવે છે કંઈક બીજું. ફક્ત સંસ્કૃત ભાષા જ પૂર્ણ અને વૈજ્ઞાનિક છે. બોપ મહોદયનું કહેવું છે : 'સંસ્કૃત ગ્રીક અને લેટિન ભાષાથી અધિક પૂર્ણ છે. એક સમયે સંસ્કૃત પૂરા વિશ્વમાં બોલવામાં આવતી હતી.'[૧૦] વાસ્તવિક્તા એ છે કે સંસ્કૃતમાંથી જ બીજી ભાષાઓ ઉત્પન્ન થઈ છે. અમેરિકન વિદ્વાન વિલ ડ્યુરંટે લખ્યું છે : 'ભારત આપણી જાતિની માતૃભૂમિ હતું અને સંસ્કૃત સઘળી યુરોપિયન ભાષાઓની જનની હતી.'[૧૧] આ રીતે વેદની ભાષા સંસ્કૃત જ સર્વોત્તમ અને પૂર્ણ છે.

(૬) વેદ સ્વયં પણ ઈશ્વરીય જ્ઞાન હોવાની ઘોષણા કરે છે :

तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे।

छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत॥ (યજુર્વેદ ૩૧.૭)

'તે સર્વ પૂજ્ય, સર્વ ઉપાસ્ય, પૂર્ણ બ્રહ્મ પરમેશ્વર દ્વારા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ ઉત્પન્ન થયા છે.'

देवस्य श्लोकं सवितुर्मनामहे। (ઋગ્વેદ ૭.૮૨.૧૦)

'સૃષ્ટિ રચયિતા પરમેશ્વરની વેદવાણીનું અમે આદરથી મનન કરીએ.'

વેદ શબ્દ 'વિદ્' ધાતુથી બન્યો છે. આથી વેદનો અર્થ જ્ઞાન થાય છે. બાઈબલનો ધાતુ અર્થ 'પુસ્તકનો સંગ્રહ' થાય છે. કુરાન (મં.૧, સિ. ૧, સૂ. ૧) તો સ્વયં ઘોષણા કરે છે : 'આરંભ સાથ નામ અલ્લાહ કે ક્ષમા કરનેવાલા દયાલુ.' આની સમીક્ષા કરતાં ઋષિ દયાનંદ સત્યાર્થ પ્રકાશમાં લખે છે : 'મુસલમાન લોકો એવું કહે છે કે આ કુરાન ખુદાનું કહેલ છે, પરંતુ આ વચનથી એવું વિદિત થાય છે કે, આ વચન બનાવનાર કોઈ બીજો છે; કારણ કે જો પરમેશ્વરનું બનાવેલ હોત

તો 'આરંભ સાથ નામ અલ્લાહ કે' એવું ન કહેત, પરંતુ 'આરંભ વાસ્તે ઉપદેશ મનુષ્યોં કે' એવું કહેત.'

વેદની પ્રામાણિકતા તમામ પ્રમુખ આચાર્યોએ સ્વીકારી છે. મહર્ષિ કણાદ વેદને સ્વતઃ પ્રમાણ માને છે :

तद्वचनादाम्नायस्य प्रामाण्यम्। (વૈશેષિક દર્શન ૧.૧.૩)

મહર્ષિ કપિલે સાંખ્યદર્શન (૫.૫૧)માં વિધાન કર્યું છે :

निजशक्त्यभिव्यक्तेः स्वतः प्रामाण्यम्।

'વેદ પરમેશ્વરની પોતાની શક્તિથી ઉત્પન્ન થયા હોવાથી સ્વતઃ પ્રમાણ છે.' નિત્સેએ મનુસ્મૃતિની બહુ જ પ્રશંસા કરી છે.[૧૨]

મનુસ્મૃતિએ પણ વેદની પ્રામાણિકતાનો સ્વીકાર કર્યો છે :

नास्तिको वेदनिन्दकः। - 'વેદની નિંદા કરનાર નાસ્તિક છે.'

वेदोऽखिलो धर्ममूलम्। - 'વેદ સમસ્ત ધર્મનું મૂળ છે.'

श्रुति स्मृति विरोधेतु श्रुतिरेव गरीयसी। - 'જો વેદ અને સ્મૃતિમાં વિરોધ હોય તો વેદ જ શ્રેષ્ઠ છે.'

અત્રિ સ્મૃતિ અનુસાર વેદથી મોટું બીજું કોઈ શાસ્ત્ર નથી - नास्ति वेदात्परं शास्त्रम्।

શતપથ બ્રાહ્મણ (૧૪.૫.૪.૧૦)માં મહર્ષિ યાજ્ઞવલ્ક્ય પોતાની વિદુષી પત્ની મૈત્રેયીને કહે છે : एवं वा अरेऽस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरसः।

'હે મૈત્રેયી ! આ મહાન પરમેશ્વરથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ શ્વાસ-પ્રશ્વાસની જેમ અનાયાસ પ્રકાશિત થયા છે.'

મહાભારત (શાંતિપર્વ ૨૩૨.૨૪)માં કહ્યું છે :

अनादिनिधना नित्या वागुत्सृष्टा स्वयम्भुवा।
आदौ वेदमयी दिव्या यतः सर्वाः प्रवृत्तयः।।

'સૃષ્ટિના આરંભમાં સ્વયંભૂ પ્રભુએ વેદરૂપી નિત્ય દેવવાણીનો પ્રકાશ કર્યો છે કે જેનાથી મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓ થાય છે.'

ગુરુગ્રંથ સાહેબમાં વેદનો મહિમા ગાવામાં આવ્યો છે :

ओंकार वेद निरमए। (રાગ રામકલી મહલા ૧, ઓંકાર શબ્દ ૧)

चारे दीवे चहु हथ दीए एका एकी वारी। (વસંત હિંડોલ. મહલા ૧, શબ્દ ૧)

चारे वेद होए सच्चिआर। (આસા દી વાર મહલા ૧, વાર ૧૩)

असंख गरंथ मुखि वेद पाठ। (જપુજી ૧૭)

वेद वखिआन करत साधुजन भागहीन समझत नहीं खलु। (ટોડી મહલા ૫, શબ્દ ૨૬)

वेद कतेब कहहु मत झूठे, झूठा जो न विचारे। (રાગ પ્રભાતિ કબીરજી શબ્દ ૩)

આચાર્ય દયાનંદે સત્યાર્થ પ્રકાશના (ત્રીજા સમુલ્લાસ)માં એટલે સુધી લખ્યું છે કે : 'આ (અન્ય ગ્રંથો)માં પણ જે જે વેદ વિરુદ્ધ જણાય તેને છોડી દેવું જોઈએ; કારણ કે વેદ ઈશ્વરકૃત હોવાથી નિર્ભ્રાન્ત અને સ્વતઃ પ્રમાણ છે અર્થાત્ વેદનું પ્રમાણ વેદથી જ થાય છે.'

આથી આ બધાં તર્ક અને પ્રમાણો પરથી સ્પષ્ટ થાય છે કે, વેદ જ ઈશ્વરીય જ્ઞાન છે.

## જ્ઞાનનો પ્રકાશ

વેદ ઈશ્વરની નિત્ય વિદ્યા છે. તેની ઉત્પત્તિ અથવા અનુત્પત્તિ થઈ શકતી નથી. હા, સૃષ્ટિની શરૂઆતમાં ઈશ્વરે અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરા આ ચાર ઋષિઓના અંતઃકરણમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદનો પ્રકાશ કર્યો. સ્વામી દયાનંદે લખ્યું છે : 'પરમેશ્વર સર્વશક્તિમાન અને સર્વવ્યાપક છે. આથી જીવોમાં પોતાની વ્યાપ્તિ હોવાથી તેને વેદ વિદ્યાનો ઉપદેશ કરવામાં મુખાદિની સહેજ પણ અપેક્ષા રહેતી નથી; કારણ કે મુખ-જીભ દ્વારા વર્ણોચ્ચારણ

તો પોતાનાથી ભિન્નને બોધ કરાવવાને માટે કરવામાં આવે છે, પોતાને માટે નહિ; કારણ કે મુખ-જીભના વ્યવહાર વગર પણ મનમાં અનેક વ્યવહારોનાં વિચાર અને શબ્દોચ્ચારણ થતાં જ રહે છે.'[૧૩]

વેદમાં અવયવ રૂપ વિષયો તો અનેક છે; પરંતુ વિજ્ઞાન, કર્મ, ઉપાસના અને જ્ઞાન - આ ચાર મુખ્ય છે. મોટે ભાગે ઋગ્, યજુ, સામ, અને અથર્વ - આ જ ક્રમમાં વેદોની ગણના કરવામાં આવે છે. આ વિશે મહર્ષિ દયાનંદ લખે છે :

'જેમ આ ગુણ-જ્ઞાન વિદ્યા જણાવતાં ઋગ્વેદની પ્રથમ ગણના કરવી યોગ્ય છે, એવી જ રીતે પદાર્થોના ગુણ-જ્ઞાન બાદ ક્રિયારૂપ ઉપકાર કરીને સકળ જગતનું સારી રીતે કલ્યાણ પણ સિદ્ધ થઈ શકે એ માટે આ વિદ્યાને જણાવનારા યજુર્વેદની ગણતરી બીજા ક્રમે કરવામાં આવે છે. એવી જ રીતે જ્ઞાન, કર્મ અને ઉપાસના કાંડની વૃદ્ધિ કે તેનું ફળ કેટલું અને ક્યાં સુધી થવું જોઈએ, તેનું વિધાન સામવેદમાં લખ્યું છે. એવી જ રીતે ત્રણે વદોમાં જે જે વિદ્યાઓ છે, તે બધીના બાકીના ભાગની પૂર્તિનું વિધાન, સકળ વિદ્યાઓના રક્ષણ અને સંશય-નિવૃત્તિ માટે અથર્વવેદની ગણના ચોથા ક્રમે કરવામાં આવે છે.'[૧૪.ક] 'સૃષ્ટિના આરંભથી આજ સુધી અને બ્રહ્મા વગેરેથી લઈને આપણા સુધી જેનાથી સર્વ સત્ય વિદ્યાઓને સાંભળતાં આવ્યા છીએ, આથી વેદોનું નામ 'શ્રુતિ' પડેલ છે.'[૧૪.ખ] ફક્ત સંહિતાઓનું જ નામ 'વેદ' છે; બ્રાહ્મણ ગ્રંથ વગેરે કોઈ અન્ય ગ્રંથની સંજ્ઞા 'વેદ' નથી.[૧૫]

ઋગ્વેદમાં દશ મંડળ, એક હજાર અઠાવીસ સૂક્ત અને દશ હજાર પાંચસો બાવન મંત્રો છે. યજુર્વેદના ચાલીસ અધ્યાયોમાં એક હજાર નવસો પંચોતેર મંત્રો છે. સામવેદનાં છંદ આર્ચિક, મહાનામ્ન્યાર્ચિક તથા ઉત્તરાર્ચિક ત્રણ ભાગ છે અને તેમાં કુલ મળીને એક હજાર આઠસો પંચોતેર મંત્રો છે. અથર્વવેદમાં વીસ કાંડ, સાતસો એકત્રીસ સૂક્ત અને પાંચ હજાર નવસો સિત્તોતેર મંત્રો છે. આમ ચારે વેદોમાં કુલ વીસ હજાર ત્રણસો સિત્તોતેર મંત્રો છે. વેદોની એક હજાર એકસો સત્તાવીસ શાખાઓ છે.

## શું વેદમંત્રો ઋષિઓએ બનાવ્યા છે ?

કેટલાક લોકો ઋષિઓને વેદ મંત્રોની રચના કરનાર સમજે છે. પરંતુ ઋષિઓ વેદ મંત્રોના રચયિતા નથી. તેઓ તો તેના અર્થો પર વિચાર કરનાર હતા. યાસ્કાચાર્યે નિરુક્તમાં 'ઋષિનો અર્થ કર્યો છે : ऋषयो मन्त्र द्रष्टारः અર્થાત્ ઋષિઓ વેદ મંત્રોના અર્થ જાણનાર હોય છે. કોઈપણ વૈદિક શબ્દકોષને આધારે ઋષિનો અર્થ 'મંત્ર રચયિતા' થઈ શકતો નથી. એવી પરંપરા રહી છે કે જે ઋષિએ જે મંત્રના અર્થો પર વિચાર કર્યો, તે મંત્રની સાથે તે ઋષિનું નામ સ્મરણાર્થે લખવામાં આવતું હતું. નામ લખેલ હોવા માત્રથી ઋષિ મંત્ર રચયિતા થઈ જતા નથી.

અનેક મંત્રોના એકથી વધારે ઋષિઓ છે. ઋગ્વેદના કેવળ એક જ સૂક્ત (૧.૬.૬૬)ના એકસો ઋષિઓ બતાવવામાં આવ્યા છે. તો શું આ એક જ સૂક્ત એકસો ઋષિઓએ એક જ સમયે એક જ સ્થળે બેસીને રચ્યું હતું ? આમ પણ એક જ મંત્રના કેટલાક ઋષિઓ ભિન્ન ભિન્ન સમયે થયા હતા. તેઓ બધા એક સાથે બેસીને કોઈ મંત્રની રચના કેવી રીતે કરી શકતા હતા ? કારણ કે ઋષિઓ મંત્રો પર પ્રકાશ ફેંકનાર હતા. આથી ભિન્ન ભિન્ન સમયે એક જ મંત્રના એકથી વધારે ઋષિઓનું હોવું સંભવ અને બુદ્ધિસંગત છે.

## ઈશ્વરીય જ્ઞાનનો સમય-સમય પર પ્રકાશ અસંભવ

એક વિચાર એવો પણ છે કે, ભલે પરમાત્માએ સૃષ્ટિના આરંભમાં પોતાનું જ્ઞાન પ્રદાન કર્યું હશે, પરંતુ પછી સમયે સમયે જરૂરિયાત મુજબ જ્ઞાનનો પ્રકાશ ભિન્ન ભિન્ન મનુષ્યો પર બાઈબલ, કુરાન વગેરે રૂપે થતો રહ્યો છે. આ ભ્રમે વિશ્વનું બહુ જ ભારે અહિત કર્યું છે; કારણ કે આ વિચારમાં કેટલાક ગંભીર દોષ છે :

(૧) પૂર્ણ પ્રભુનું જ્ઞાન પણ પૂર્ણ હોવું જોઈએ. સમયે સમયે ઈશ્વરીય જ્ઞાન પ્રગટ થવાનો એ અર્થ છે કે આદિ સૃષ્ટિમાં જે જ્ઞાન આપવામાં આવ્યું હતું તેમાં કંઈક કમી રહી ગઈ હતી કે જે પાછળથી પૂરી કરવામાં આવી. આવું માનવાથી પરમાત્માની સર્વજ્ઞતામાં દોષ આવે છે. પોતાના કાર્યમાં સુધારની જરૂર અલ્પજ્ઞ

જીવને પડે છે, નહિ કે સર્વજ્ઞ પરમાત્માને. દીપકનું ઉદાહરણ લો. જ્યારે મનુષ્યે આરંભમાં માટીનો નાનકડો દીપક બનાવ્યો હતો, તે સમયે તેને ન તો ભવિષ્યના લોકોની આવશ્યકતાનું જ્ઞાન હતું અને ન તો તેનામાં એટલી બુદ્ધિ હતી કે બિલકુલ દોષ રહિત દીપક બનાવી શકે. પરંતુ ધીમે ધીમે મનુષ્યનું જ્ઞાન વધતું ગયું અને તે આવશ્યકતા અનુસાર દીપકમાં સુધારો કરતો ગયો. સંભવ છે કે વીજળીના લેમ્પમાં પણ ભવિષ્યમાં સુધાર કરવો પડે. પરંતુ સર્વજ્ઞ પ્રભુએ આદિ સૃષ્ટિમાં જે સૂર્ય બનાવ્યો હતો, તે આજ સુધી બધી જ માનવીય આવશ્યકતાઓની પૂર્તિ કરતો રહીને યોગ્ય રીતે કાર્ય કરી રહ્યો છે, તેમાં કોઈ સુધારો કરવાની આવશ્યકતા નથી. આવી જ રીતે પ્રભુને પણ પોતાના જ્ઞાનમાં પરિવર્તન કરવાની કોઈ આવશ્યકતા જ નથી રહેતી; કારણ કે તે સૃષ્ટિની શરૂઆતમાં જ તમામ સમયના તમામ મનુષ્યોની આવશ્યકતા અનુસાર જ્ઞાન આપી જ દે છે. સુધાર તો અલ્પજ્ઞ મનુષ્ય પોતાની પુસ્તકોમાં કરતા રહે છે. વાસ્તવમાં ઈશ્વરીય જ્ઞાન અપરિવર્તનશીલ હોય છે. અથર્વવેદ (૧૦.૮.૩૨)માં કહ્યું પણ છે :

देवस्य पश्य काव्यं न ममार न जीर्यति।

'પરમ દેવ પરમાત્માના કાવ્ય (વેદરૂપી જ્ઞાન)નું દર્શન (સ્વાધ્યાય) કરો; કારણ કે આ જ્ઞાન કદી નષ્ટ કે જીર્ણ થતું નથી.'

(૨) જો એવું માની લેવામાં આવે કે સૃષ્ટિની શરૂઆતમાં પ્રકાશિત ઈશ્વરીય જ્ઞાન અધૂરું હતું અને પરમાત્મા સમય સમય પર મનુષ્યો પર પોતાનું જ્ઞાન ઊતારતા રહે છે, તો કેટલાક લોકો ઈશ્વરના નામે ભોળી જનતાને છેતરીને સૌની સામે તમામ પ્રકારની બૂરાઈઓ કરતા રહેશે. આ અંગે એક જ ઉદાહરણ પૂરતું છે :

બ્રહ્મસમાજના નિયમો અનુસાર લગ્ન સમયે છોકરીની ઉંમર ૧૪ વર્ષ અને છોકરાની ઉંમર ૧૮ વર્ષ હોવી જોઈએ. પરંતુ તેના જ પ્રસિદ્ધ નેતા કેશવચંદ્ર સેને પોતાની ૧૪ વર્ષથી પણ નાની ઉંમરની કન્યાનાં લગ્ન કૂચબિહારના મહારાજના સુપુત્ર (ઉંમર આશરે ૧૬ વર્ષ)ની સાથે કરી નાખ્યાં. આથી બ્રહ્મસમાજીઓએ તેનો વિરોધ કર્યો, પરંતુ કેશવચંદ્ર સેને પોતાની ઉપર ઈશ્વરીય

જ્ઞાન ઊતર્યાનું બહાનું બનાવીને કહ્યું કે, ચૂપ રહો, આ તો મને ભગવાનનો આદેશ પ્રાપ્ત થયો છે.[૧૬]

અહીં એક પ્રશ્ન થવો સ્વાભાવિક છે કે, શું બીજા ગ્રંથોમાં કશુંય સત્ય નથી ? અને જો તેમાં સત્ય હોય તો એ સત્યને એ પુસ્તકમાંથી ગ્રહણ કરવામાં શું હાનિ છે? ઋષિવર દયાનંદ આ પ્રશ્નનો ઉત્તર આપતા સત્યાર્થ પ્રકાશના ત્રીજા સમુલ્લાસમાં લખે છે : 'જે જે વાત તેમાં સત્ય છે તે તે વેદાદિ સત્ય શાસ્ત્રોની છે અને જે જે મિથ્યા વાતો છે એ બધી તેમના ઘરની છે...જો કોઈ આ મિથ્યા ગ્રંથોમાંથી સત્ય ગ્રહણ કરવા ઈચ્છે તો મિથ્યા વાત પણ તેના ગળામાં ભેરવાય જશે. આથી असत्यमिश्रं सत्यं दूरतस्त्याज्यमिति - અસત્યથી યુક્ત ગ્રંથના સત્યને વિષયુક્ત અન્નની માફક છોડી દેવું જોઈએ.' દેવ દયાનંદનો ઉત્તર એટલો બધો તર્કપૂર્ણ અને સ્પષ્ટ છે કે તે અંગે વધારે લખવું જરૂરી નથી.

## સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક - વેદ

વેદમાં સર્વ સત્ય વિદ્યાઓનો બીજરૂપે ઉલ્લેખ છે. વેદમંત્રોમાં ભાષાવિજ્ઞાન, સમાજશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, ગણિત, જીવવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન, નક્ષત્રવિજ્ઞાન, ભૂગર્ભવિદ્યા, ઔષધવિજ્ઞાન, કૃષિવિજ્ઞાન, શિલ્પવિદ્યા.....વગેરે વિભિન્ન વિદ્યાઓનાં મૂળ તત્ત્વો વિદ્યમાન છે. વેદમાં પરસ્પર વિરોધી, સૃષ્ટિ નિયમ વિરુદ્ધ, અસંગત અને અવૈજ્ઞાનિક વાતો નથી, અને ન તો તેમાં જાદૂ-ટોણા સંબંધી મંત્રો પણ છે.

બ્લૂમફીલ્ડ વગેરેએ અથર્વવેદના મંત્રોના અર્થ કરતી વખતે વારંવાર જાદૂ (charm) શબ્દનો સાવ બિનજરૂરી પ્રયોગ કરીને તેને જાદૂ-ટોણાનો વેદ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. ખરેખર તો આ વેદમાં શારીરિક, માનસિક અને આત્મિક રોગોની ચિકિત્સાના આયુર્વેદિક, વૈજ્ઞાનિક અને મનોવૈજ્ઞાનિક પ્રયોગોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેને જાદૂ-ટોણા સમજવા ભૂલ છે. અનેક મંત્રોમાં રોગની કૃમિઓનો નાશ કરનારી વિભિન્ન ઔષધિઓ અને વનસ્પતિઓની ચર્ચા છે, તેને જાદૂ-ટોણા સાથે જોડવાનો કોઈ જ અર્થ નથી.

## વેદ અને એકેશ્વરવાદ

અનેક વેદ મંત્રો (જેમ કે, ઋગ્વેદ ૧.૧૬૪.૪૬, ૬.૨૨.૧, ૬.૫૧.૧૬, ૮.૧.૧, ૧૦.૮૨.૩, યજુર્વેદ ૧૭.૨૭, અથર્વવેદ ૧૩.૪.૧૬થી ૨૧, ૨.૧.૩ વગેરે)માં એકેશ્વરવાદનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ ત્રણ જુદા જુદા દેવતાઓ નથી, પરંતુ એક જ ઈશ્વરનાં ત્રણ નામ છે. ખરેખર વેદમાં નિર્દેશ કરેલ અગ્નિ, વાયુ, સૂર્ય, સવિતા, વરુણ, ઈન્દ્ર વગેરે દેવતાવાચી પદ સર્વત્ર ભૌતિક પદાર્થોના જ નહિ, પરંતુ ઈશ્વરનાં જુદાં જુદાં નામોનાં પણ સૂચક છે. વેદમાં કોઈ નામ રૂઢ નથી. વેદમાં કોઈ દેવી-દેવતા કે વ્યક્તિઓની કથા વાર્તા પણ નથી. પૌરાણિક દેવી-દેવતાઓનાં નામ વેદમાંથી લેવામાં આવ્યાં છે. આથી આ નામોનો વેદમાં ઉલ્લેખ હોવા માત્રથી તેમની પૂજાનું સમર્થન વેદ દ્વારા થઈ શકતું નથી. પંડિત ધર્મદેવ વિદ્યામાર્તંડના 'વેદોં કા યથાર્થ સ્વરૂપ' પુસ્તકમાં આ વિશે વિસ્તૃત વિશ્લેષણ કરવામાં આવ્યું છે અને તેમાં કેટલાય વિદેશી વિદ્વાનોનાં મંતવ્યો ટાંકવામાં આવ્યાં છે કે જેઓ વેદમાં એકશ્વરવાદ માને છે.

## વેદ અને મૂર્તિપૂજા

મૂર્તિપૂજા લગભગ ત્રણ હજાર વર્ષથી ચાલી છે. આથી વેદાદિ શાસ્ત્રોમાં તેનું વિધાન નથી. ઈશ્વર નિરાકાર અને સર્વવ્યાપક છે. તેથી તેની મૂર્તિ બની શકતી નથી. આ અંગે યજુર્વેદ (૩૨.૩)માં કહ્યું છે : न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः। ઈશ્વર अज एकपात् (ઋગ્વેદ ૭.૩૫.૧૩) અને अकायम् (યજુર્વેદ ૪૦.૮) છે. અર્થાત્ તે નથી જન્મ લેતો, અને નથી શરીર ધારણ કરતો. આથી પરમેશ્વરનો અવતાર થઈ શકતો નથી. ઋષિ દયાનંદ જ નહિ, તેમના ગુરુ સ્વામી વિરજાનંદ પણ મૂર્તિપૂજાને વેદ વિરુદ્ધ માનતા હતા.[૧૭]

જોકે કબીર જેવા ભક્તિકાળના કેટલાક સંતો અને અન્ય લેખકોએ પણ મૂર્તિપૂજાનું કડક ભાષામાં ખંડન કર્યું છે, પરંતુ તેઓ પોતાની વાતને શાસ્ત્રીય આધાર આપી શક્યા નહિ. ખૂબ લાંબા સમય પછી વેદાદિ શાસ્ત્રોના

આધારે મૂર્તિપૂજાનો સંપૂર્ણ નિષેધ કરનારા તો દંડી સ્વામી વિરજાનંદ અને તેમના શિષ્ય દયાનંદ જ હતા.

## વેદ અને ગોવધ

ગોવધની વાત બાકી રહી : વેદોના અનેક મંત્રોમાં (ઋગ્વેદ ૧. ૩૭.૫, ૧.૧૬૪.૨૭, ૧.૧૬૪.૪૦, ૪.૧.૬, ૭.૬૮.૮, ૯.૧.૯, ૧૦.૪૬.૩ વગેરેમાં) ગાયને अघ्न्या (ન મારવા યોગ્ય) કહેવામાં આવી છે.[૧૮.ક] યજુર્વેદ (૧૩.૪૩) કહે છે : गां मा हिंसीः (ગાયને ન મારો). ઋગ્વેદ (૮.૧૦૧.૧૫) અનુસાર मा गामनागामदितिं वधिष्ट (ગાય નિષ્પાપ છે, તેને ન મારો). વેદમાં ગાયના હત્યારા માટે અતિ કઠોર દંડનું વિધાન છે : अन्तकाय गोघातम्। (યજુર્વેદ ૩૦.૧૮) અર્થાત્ ગાયના હત્યારાને મૃત્યુદંડ આપો.

यदि नो गां हंसि यद्यश्वं यदि पूरुषम्।
तं त्वा सीसेन विध्यामः। (અથર્વવેદ ૧.૧૬.૪)

'ગાય વગેરેના હત્યારાને સીસાની ગોળીથી વીંધી નાખો.'

योऽघ्न्याया भरति क्षीरमग्ने तेषां शीर्षाणि हरसापि वृश्च।
(ઋગ્વેદ ૧૦.૮૭.૧૬)

'જેઓ ન મારવા યોગ્ય ગાયને મારે, તેમનાં મસ્તકને કુહાડાથી કાપી નાખો.'

આ યુગમાં ઋષિ દયાનંદે અબોલ ગાયના રક્ષણ માટે પ્રબળ જન આંદોલન કર્યું. તેમણે દેશવાસીઓને ગોકૃષ્યાદિરક્ષિણી સભાઓ ગઠિત કરવાની પ્રેરણા આપી. દેશભરમાં સૌથી પહેલી ગૌશાળા રેવાડી (હરિયાણા)માં સ્વયં સ્થાપિત કરી અને ગોકરુણાનિધિ પુસ્તક લખ્યું. આ અમર કૃતિમાં તેમણે એટલે સુધી લખ્યું છે : 'હે માંસાહારીઓ, તમે લોકો જ્યારે આગળ જતાં કોઈ પશુ નહિ મળે ત્યારે મનુષ્યોના માંસને પણ છોડશો કે નહિ ? હે પરમેશ્વર, તું શા માટે આ પશુઓ પર કે જેમને કોઈ પણ અપરાધ વગર મારવામાં આવે છે, દયા નથી કરતો ? શું તેમના પ્રત્યે તને પ્રેમ નથી ? શું તેમના માટે તારી ન્યાય સભા બંધ થઈ

ગઈ છે ? શા માટે તેમની પીડા છોડાવવા પર ધ્યાન નથી આપતો ? શા માટે તું તેમનો પોકાર નથી સાંભળતો ? શા માટે આ માંસાહારીઓના આત્મામાં દયાનો પ્રકાશ કરી તેમના નિષ્ઠુરતા, કઠોરતા, સ્વાર્થ અને મૂર્ખતા વગેરે દોષોને દૂર નથી કરતો ?'

## યજ્ઞ અને પશુબલિ

મધ્યકાલીન કેટલાક આચાર્યો અને તેઓનું અનુસરણ કરનારા ભારતીય અને પાશ્ચાત્ય લેખકોએ અથર્વવેદના નવમા કાંડના ચૌવીસમા સૂક્ત તથા કેટલાક બીજા વેદમંત્રોના અર્થ કરતી વખતે યજ્ઞમાં પશુબલિ (ગોવધ સહિત) બતાવી છે. અથર્વવેદના આ સૂક્તના ભાષ્યની ઉત્થાનિકામાં સાયણાચાર્ય લખે છે : 'બ્રાહ્મણ બળદને મારીને તેના માંસથી ભિન્ન ભિન્ન દેવતાઓ માટે આહુતિ આપે છે. આમાં બળદની પ્રશંસા અને તેનાં ક્યાં ક્યાં અંગ ક્યા ક્યા દેવતાને પ્રિય હોય છે તેનું વિવેચન કરવામાં આવ્યું છે અને બળદની બલિ આપી હવન કરવાનું મહત્ત્વ વર્ણન કરીને તેનાથી પ્રાપ્ત થનારા શ્રેયની સ્તુતિ કરવામાં આવી છે.' કેટલાક લેખકો ઋગ્વેદના મંત્ર (૧૦.૮૫.૧૩)ના આધારે વિવાહના અવસર પર ભોજન માટે ગાયો અને સાંઢોનો વધ કરવાનું પ્રતિપાદન કરે છે. મેક્ડોનેલ તો એક ડગલું આગળ વધીને અંત્યેષ્ટિમાં બોલવામાં આવતા ઋગ્વેદના મંત્ર (૧૦.૧૬.૭)માંથી નિષ્કર્ષ કાઢે છે કે : 'મૃતકના દાહ સંસ્કારમાં એક ગાયનો વધ અનિવાર્ય હતો, કારણ કે તેના માંસનો ઉપયોગ શબને લપેટવા માટે કરવામાં આવતો હતો.' વેદમંત્રોનો સાચો અર્થ ન સમજવાના કારણે આ લેખકો 'યજ્ઞોમાં પશુ બલિ થતી હતી' અને 'આર્ય લોકો ગોમાંસ ખાતા હતા' - આવો અનર્ગલ પ્રલાપ કરે છે. વેદમંત્રોના આવા ખોટા અર્થો માટે સાયણ, મહીધર જેવા ભાષ્યકારો જવાબદાર છે.[૧૮.ક]

વૈદિક યજ્ઞોમાં પશુબલિનો પ્રશ્ન જ ઊભો નથી થતો.[૧૮.ખ] વેદોમાં સેંકડો જગ્યાએ (જેમ કે, ઋગ્વેદ ૧.૧.૪, ૧.૧.૮, ૧.૧૪.૨૧, ૧.૧૨૮.૪, ૧.૧૯.૧; યજુર્વેદ ૧૫.૩૮, ૬.૨૩; અથર્વવેદ ૪.૨૪.૩ વગેરે) યજ્ઞને 'અધ્વર' કહેવામાં આવ્યો. નિરુક્ત (૧.૮ કે ૨.૭) અનુસાર अध्वर इति यज्ञ नाम ध्वरतिहिंसाकर्म तत् प्रतिषेधः। અર્થાત્ યજ્ઞનું નામ અધ્વર છે. 'ધ્વર' કહે છે હિંસાને. હિંસાથી

ઊલટું અહિંસા, અધ્વર કે યજ્ઞ. યજ્ઞનો અર્થ છે : દેવપૂજા, સંગતિકરણ અને દાન. પશુને મારવાં એવો આ પૈકી કોઈ પણ અર્થનો ભાવ નથી.

જો નરમેધ યજ્ઞનો અર્થ નરબલિ આપવી એવો માની લેવામાં આવે તો પિતૃયજ્ઞમાં માતા-પિતા અને અતિથિ યજ્ઞમાં અતિથિની આહુતિ આપવી પડશે. ઋષિ દયાનંદે સત્યાર્થ પ્રકાશના અગિયારમા સમુલ્લાસમાં સ્પષ્ટ કર્યું છે : 'ઘોડા, ગાય વગેરે પશુ તથા મનુષ્યને મારીને હોમ કરવાનું કોઈ પણ જગ્યાએ લખેલ નથી. કેવળ વામમાર્ગીઓના ગ્રંથોમાં આવા અનર્થ લખ્યા છે...જ્યાં ક્યાંય આવું લખેલું છે, ત્યાં પણ વામમાર્ગીઓ દ્વારા પ્રક્ષિપ્ત કરવામાં આવ્યું છે. અન્ન, ઇન્દ્રિય, કિરણ, પૃથ્વી વગેરેને પવિત્ર રાખવા એ જ ગોમેધ છે. જ્યારે મનુષ્ય મરી જાય ત્યારે તેના શરીરનો વિધિપૂર્વક દાહ કરવો એ નરમેધ કહેવાય છે.'

પ્રાચીન આર્યો અન્ન, જડીબુટ્ટીઓ, મધ, ઘી વગેરેથી યજ્ઞ કરતા હતા, નહિ કે મદ્ય-માંસાદિથી. મહાભારત (શાંતિપર્વ : ૨૬૫.૯)માં લખ્યું છે :

सुरा मत्स्या मधु मांसमासवं कृसरौदनम्।
धूर्त्तैः प्रवर्तितं यज्ञे नैतद् वेदेषु कल्पितम्।।

'યજ્ઞમાં દારૂ અને માંસાદિનો પ્રચાર તો ધૂર્તોએ કર્યો છે, વેદમાં આવું કંઈ જ નથી.'

## વેદ અને ત્રૈતવાદ

ત્રણ સત્તાઓ (બ્રહ્મ, જીવ, પ્રકૃતિ) અનાદિ (જેનો આરંભ ન હોય) અને અનંત (જેનો અંત ન હોય) છે. બ્રહ્મનાં ઈશ્વર, પરમેશ્વર, પરમાત્મા વગેરે અનેક નામ છે. ઈશ્વરના સ્વરૂપની વ્યાખ્યા આર્યસમાજના બીજા નિયમમાં કરવામાં આવી છે. ટૂંકમાં, ઈશ્વર એક છે, જયારે જીવ અનેક છે. ઈશ્વર વિભુ અથવા સર્વદેશી છે, જીવ પરિચ્છિન્ન અર્થાત્ એકદેશી છે. ઈશ્વર જન્મ-મરણ અને કર્મ-બંધનથી મુક્ત છે, જીવ કર્મ કરે છે અને તેનું ફળ ભોગવે છે. ઈશ્વર જીવોને તેમનાં કર્મનું ફળ આપે છે. ઈશ્વર સર્વજ્ઞ છે, જીવ અલ્પજ્ઞ છે. ઈશ્વર સચ્ચિદાનંદ છે, જીવ ચેતન છે, સત્ છે, પરંતુ તેમાં આનંદનો અભાવ છે. પ્રકૃતિ કેવળ સત્ છે. આનંદનો અભિલાષી જીવ આનંદ-સ્વરૂપ પરમાત્માની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના

કરે છે. આનંદ-રહિત જડ પ્રકૃતિની પૂજા (મૂર્તિપૂજા) કરવાથી આનંદની પ્રાપ્તિ થઈ શકતી નથી. ન ઈશ્વરને કોઈ ભ્રમ કે અવિદ્યા થાય છે, અને ન જીવ તેનો અંશ છે. જીવ કદી પણ બ્રહ્મ બની શકે નહિ. ઈશ્વર અને જીવની એકતા - અભિન્નતા સંભવ નથી. ઈશ્વર, જીવ અને પ્રકૃતિ - આ ત્રણ અનાદિ તત્ત્વો ધરાવતા ત્રૈતવાદનો આ વૈજ્ઞાનિક સિદ્ધાંત ઋગ્વેદ (૧.૧૬૪.૨૦)માં બહુ જ સુંદર રીતે સમજાવવામાં આવ્યો છે :

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभि चाकशीति।।

'જીવ અને બ્રહ્મમાંથી એક જે જીવ છે તે આ વૃક્ષરૂપી સંસારમાં પાપ-પુણ્ય રૂપ ફળોને સારી રીતે ભોગવે છે, અને બીજો જે પરમાત્મા છે તે ફળોને ન ભોગવીને અંદર-બહાર સર્વત્ર પ્રકાશમાન થઈ રહ્યો છે. જીવથી ઈશ્વર, ઈશ્વરથી જીવ અને એ બંનેથી પ્રકૃતિ ભિન્ન સ્વરૂપ છે અને આ ત્રણેય અનાદિ છે.'

## વેદાધ્યયનનો અધિકાર

એક એવો પણ સમય આવ્યો હતો કે જ્યારે શૂદ્રો તથા સ્ત્રીઓને વેદ ભણવા અને સાંભળવાના અધિકારથી વંચિત કરવામાં આવ્યાં હતાં. स्त्रीशूद्रौ नाधीयातामितिश्रुतेः - આવું પ્રચારિત કરવામાં આવ્યું હતું. બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય (૩.૩.૩૮)માં તો એટલે સુધી લખવામાં આવ્યું છે કે, જો શૂદ્ર વેદનો શબ્દ સાંભળી લે તો તેના કાન સીસા અને લાખથી ભરી દેવા જોઈએ. લાંબા સમય પછી ઋષિ દયાનંદે ઘોષણા કરી કે, મનુષ્ય માત્રને વેદ ભણવાનો અધિકાર છે. યજુર્વેદ (૨૬.૨)માં સ્પષ્ટ વિધાન છે :

यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः।
ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वाय चारणाय च।।

આર્યસમાજના ત્રીજા નિયમમાં તો વેદને ભણવા-ભણાવવા અને સાંભળવા-સંભળાવવાને સર્વ આર્યોનો પરમધર્મ બતાવવામાં આવ્યો છે. વેદજ્ઞાન મનુષ્ય માત્રના માટે છે. એની પર કોઈ વર્ણ, વર્ગ કે લિંગ વિશેષ વ્યક્તિનો અધિકાર નથી. એટલા માટે ઋષિ દયાનંદે વેદનાં સંસ્કૃતની સાથે સાથે હિંદી

ભાષામાં અર્થ પ્રકાશિત કર્યા. હિંદીમાં ભાષ્ય કરનાર તેઓ પ્રથમ વ્યક્તિ હતા. આ રીતે સદીઓથી અલમારીઓમાં કેદ પડેલા વેદોને જન સાધારણ સુધી પહોંચાડવાનું શ્રેય દેવ દયાનંદને જાય છે.

## વેદ વિશે કેટલીક ભ્રાંત માન્યતાઓ

વર્તમાન યુગમાં અનેક વિદ્વાનોએ વેદજ્ઞાનની પ્રશંસા કરી છે. ફ્રાંસના મહાન દાર્શનિક વોલ્ટેયરને જ્યારે યજુર્વેદની પ્રત ભેટ આપવામાં આવી ત્યારે તેમણે કહ્યું હતું : 'આ સર્વાધિક મૂલ્યવાન ઉપહાર છે કે જેના માટે પશ્ચિમ સદાને માટે પૂર્વનું ઋણી રહ્યું છે.'[૧૯] લેઓન ડેલ્બોસના વિચાર અનુસાર : 'ગ્રીસ અથવા રોમનું કોઈપણ સ્થાનક ઋગ્વેદથી અધિક મૂલ્યવાન નથી.'[૨૦] અમેરિકન વિદ્વાન થોરોએ તો એટલે સુધી કહ્યું છે કે : 'મેં વેદોનાં જે અવતરણ વાંચ્યાં છે તેણે મારી પર એક ઉચ્ચતર અને પવિત્રતમ જ્યોતિપૂંજના પ્રકાશની જેમ અસર કરી છે, જે એક ઉત્કૃષ્ટ માર્ગનું વર્ણન કરે છે. વેદોનો ઉપદેશ સરળ, દેશ અને જાતિ વિશેષના ઈતિહાસથી રહિત તથા સાર્વભૌમિક છે.'[૨૧]

હવે આટલા બધા પવિત્ર અને માનવ કલ્યાણના વિચારોથી પૂર્ણ એવા વેદોના વિષયમાં કેટલાક લેખકોના ભ્રાંતિપૂર્ણ વિચારો વાંચો :

'ઋગ્વેદની ઋચાઓ અબોધ શિશુઓની અનઘડ પ્રાર્થનાઓ છે.' - ફ્લૈઈડ૨૨

'હું આપને ફરીથી યાદ કરાવું છું કે વેદમાં ખાસ્સી માત્રામાં બાલિશ અને મૂર્ખતાપૂર્ણ ભાવ છે, જોકે એવાં તત્ત્વ બહુ જ ઓછાં છે કે જેને ખરાબ અને આપત્તિજનક કહી શકાય. કેટલાક મંત્રો સાવ અર્થશૂન્ય અને સારહીન છે.'[૨૨]
- મેક્સમૂલર

'વેદ મનુષ્યોની કલ્પના છે, મનુષ્યો દ્વારા રચિત છે; ઈતિહાસપ્રેમીઓ તથા આદિમ માનવ સભ્યતાના જીજ્ઞાસુઓ માટે તે ઉપયોગી સામગ્રી પ્રદાન કરે છે.'[૨૩]
- રાહુલ સાંકૃત્યાયન

આનો સારાંશ એ છે કે ઋષિ દયાનંદ પહેલાં વેદોને બાળકોનો લવારો અને ગડરિયાનાં ગીત કહેવામાં આવતા હતા. આખરે આવું શા માટે ? આનું કંઈક

તો કારણ હશે જ. આ મિથ્યા વિચારના મૂળમાં નિમ્નલિખિત કારણો જણાય છે :

(૧) ભારતીયોની અરુચિ : પાછળનો કેટલોક સમય વિશ્વગુરુ ભારતના પતનનો કાળ રહ્યો છે. પરાધીન જાતિઓના દિલમાં પોતાનાં દેશ, ભાષા, ધર્મ અને સભ્યતા પ્રત્યેનો પ્રેમ મોટે ભાગે સમાપ્ત થઈ જતો હોય છે. આથી આપણી જ આપણાં જ ધર્મ અને સભ્યતાના સ્રોત એવા વેદ પ્રત્યે અરુચિ થઈ જવી સ્વાભાવિક હતી. આથી વેદ કેવળ પૂજાને માટે જ રહી ગયા હતા. તેનો સ્વાધ્યાય તદ્દન સમાપ્ત થઈ ગયો. એવામાં બીજા લોકોને વેદના સ્વાધ્યાયની પ્રેરણા આપવાનો તો પ્રશ્ન જ ક્યાં ઊભો થતો હતો ? કહે છે કે રાજા રામમોહનરાય લંડનમાં હતા ત્યારે તેમણે ફ્રેડરિક રોજનને બ્રિટનના સંગ્રહાલયમાં ઋગ્વેદની હસ્તલિપિની નકલ કરવામાં બહુ જ વ્યસ્ત જોયા. આથી રાજા રામમોહનરાયને નવાઈ લાગી. તેમણે રોજનને સમજાવ્યા કે, તમારે વેદમંત્રો પાછળ તમારો સમય બિલકુલ નષ્ટ ન કરવો જોઈએ, પરંતુ તેને બદલે તમારે ઉપનિષદોનું અધ્યયન કરવું જોઈએ.[૨૪]

જ્યારે બીજી બાજુ મહર્ષિ મનુ કહે છે :

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम्।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः।। (२.१६८)

'જે વેદને ન ભણીને બીજામાં શ્રમ કરે છે, તે પોતાના પુત્ર-પૌત્ર સહિત શૂદ્ર ભાવને શીઘ્ર પ્રાપ્ત થઈ જાય છે.' બીજી બાજુ રાજા રામમોહનરાય વેદના અધ્યયનને 'સમય નષ્ટ કરવો' બતાવે છે. હાય રે પતન ! તારી કોઈ સીમા નથી.

(૨) વિદેશીઓનો ઉદ્દેશ્ય : વેદના પાશ્ચાત્ય ભાષ્યકારોમાં ફ્રેડરિક મેક્સમૂલર, મોનિયર વિલિયમ્સ, આર. ગ્રિફિથ, હોરેસ હેનરી વિલસન, વિન્ટરનિટ્ઝ, મેક્ડોનેલ તથા વેબર વગેરેનાં નામ નોંધપાત્ર છે. આ તમામ સજ્જનો ઈસાઈ મત પ્રત્યે અત્યંત આસ્થા ધરાવતા હોવાથી તેઓ વેદોનું નિષ્પક્ષ મૂલ્યાંકન કરવામાં અસમર્થ રહ્યા. તેમનો મુખ્ય ઉદ્દેશ્ય વેદોનું ભાષ્ય કરવાનો ન હતો, પરંતુ ઈસાઈ મતનો પ્રચાર કરવાનો હતો. આ લક્ષ્યની સિદ્ધિ

માટે તેમણે સુનિયોજિત ઢંગથી પોતાની પૂર્વ માન્યતાઓની પુષ્ટિ માટે વેદ મંત્રોના અર્થમાં ફેરફાર કર્યા. આ બધું કાર્ય સમજી વિચારીને એક યોજના હેઠળ કરવામાં આવ્યું હતું.

આ ષડ્યંત્રની પાછળ જે લોકોનો હાથ હતો તેમાં થોમસ બેબિંગ્ટન મેકોલે પણ એક હતો. તે કટ્ટરપંથી ઈસાઈ હતો. ચર્ચ અને બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યેની તેની સેવાઓ બદલ તેને લોર્ડની ઉપાધિથી વિભૂષિત કરવામાં આવ્યો હતો. તેને ભારતનું શિક્ષણ માધ્યમ એ માટે અંગ્રેજી બનાવ્યું હતું કે જેથી ભારતના પ્રતિષ્ઠિત વર્ગોમાં કોઈ પણ વ્યક્તિ હિંદુત્વ પ્રત્યે નિષ્ઠાવાન ન રહે. મેકોલે પોતાની યોજનાની સફળતા માટે વૈદિક ધર્મ પર પ્રત્યેક દિશામાંથી આક્રમણ કરવા ઈચ્છતો હતો. આ માટે તેણે એક એવી વ્યક્તિની જરૂર હતી કે જે તેની માન્યતા અનુસાર વેદનો અનુવાદ કરી શકે. એવામાં તેની નજર ફ્રેડરિક મેક્સમૂલર પર પડી. બંને વચ્ચે ૨૮મી ડિસેમ્બર, ૧૮૫૫ના રોજ મુલાકાત થઈ. વૈદિક ધર્મ માટે આ બહુ જ કમનસીબ દિવસ હતો. આ એક જ મુલાકાતે વેદનું જેટલું અહિત કર્યું એટલું અનેક વ્યક્તિઓ ભેગી થઈને પણ ન કરી શકી. મેક્સમૂલર ધનના બદલામાં પોતાની કલમ વેચવા તૈયાર ન હતો, પરંતુ પંચાવન વર્ષના અનુભવી અને કુટિલ રાજનીતિજ્ઞ મેકોલે સમક્ષ આ બત્રીસ વર્ષના અનુભવહીન યુવકની એક પણ વાત ન ચાલી. મેકોલેએ તેને યશ અને ધનનો લોભ પણ આપ્યો અને ભય પણ બતાવ્યો. સાધન વિહીન મેક્સમૂલર અપ્રસિદ્ધિની હાલતમાં અહીં-તહીં આંટા મારી રહ્યો હતો. સંભવ છે કે તે ધનનો લોભી ન પણ હોય, પરંતુ તેને સાધનોની જરૂર તો હતી જ. બીજું યશ અથવા નામના તો યુવાવસ્થાની કમજોરી છે. મેક્સમૂલર એક સામાન્ય વ્યક્તિ હતો. તે બિચારો યશના લોભથી બચી ન શક્યો અને તેણે મેકોલેની પાસે પોતાની બુદ્ધિ, વિદ્યા અને કલમને ગીરવી મૂકવાનું સ્વીકારી લીધું. આ કાર્યને માટે તેને બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપની પાસેથી ધન મળ્યું. આ કુચક્ર ભારત-મૈત્રીની આડમાં ચલાવવામાં આવ્યું હતું.[૨૫]

એક અન્ય સજ્જન કર્નલ બોડને પોતાના ધનથી ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયમાં એક બોડન પીઠની સ્થાપના કરી હતી. તેમણે ૧૫મી ઓગસ્ટ, ૧૮૧૧ના રોજ પોતાની વસિયતમાં સ્પષ્ટ લખ્યું હતું : 'મારો આ ઉદારતાપૂર્ણ ઉત્તરદાન કરવા

પાછળનો ખાસ હેતુ એ છે કે, સંસ્કૃત ધર્મશાસ્ત્રોનો અંગ્રેજી અનુવાદ તૈયાર કરવાના કાર્યને વેગ મળે કે જેથી મારા દેશવાસીઓ (અંગ્રેજો) ભારતીયોને ઈસાઈ મતમાં દીક્ષિત કરી શકે'.[૨૬]

પાશ્ચાત્ય લેખકોનો વાસ્તવિક ઉદ્દેશ્ય પોતાના મતનો પ્રચાર કરવાનો હતો. આથી તેઓ વેદની નિંદા કરે એ સ્વાભાવિક હતું. તેઓએ વેદનો અનુવાદ વેદને નિકૃષ્ટ અને બાઈબલને સર્વોત્તમ પુરવાર કરવા કર્યો હતો. મેક્સમૂલરે ૯મી ડિસેમ્બર, ૧૮૬૭ના રોજ પોતાની પત્નીને લખેલા એક પત્રમાં લખ્યું હતું : 'મારું આ સંસ્કરણ તથા વેદનો અનુવાદ આગામી સમયમાં ભારતના ભાગ્ય તથા તેના લાખો લોકોને પ્રભાવિત કરશે. કેમ કે આ વેદ જ તેમના ધર્મનું મૂળ છે અને હું નિશ્ચયપૂર્વક અનુભવ કરું છું કે તેઓને એ બતાવી દેવું કે તેઓનું આ મૂળ કેવું છે, એ જ છેલ્લાં ત્રણ હજાર વર્ષ દરમિયાન તેમાંથી ઉત્પન્ન થયેલી સઘળી વાતોને જડમૂળથી ઉખેડી નાખવાનો એક માત્ર ઉપાય છે.'[૨૭] આ જ આશયથી મેક્સમૂલર તા. ૧૬મી ડિસેમ્બર, ૧૮૬૮ના રોજ ભારત-મંત્રી ડ્યૂક ઑફ આર્ગાઈલને એક પત્રમાં લખે છે : 'ભારતનો પ્રાચીન ધર્મ લગભગ નષ્ટ થવા આવ્યો છે, અને એવામાં જો ખ્રિસ્તી મત તેનું સ્થાન ગ્રહણ નહિ કરે તો એ કોનો વાંક ગણાશે ?'[૨૮]

આ છે એ વિચારધારા કે જેના પ્રભાવમાં વેદનો અનુવાદ કરવામાં આવ્યો હતો. પછી વેદની સાથે ન્યાય થાય એવી આશા શી રીતે રાખી શકાય ? આથી શ્રી અરવિંદે લખ્યું છે : '(પાશ્ચાત્ય વિદ્વાનો દ્વારા) આ નવો અર્થ અને નવી વ્યાખ્યાઓ તેઓની એ પ્રબળ અભિલાષાને લઈને વિકસિત થઈ હતી કે, વેદમંત્રોને બર્બર જાતિઓનાં પ્રારંભિક ઈતિહાસ, રીતિ-રિવાજો અને તેમની સંસ્થાઓની માહિતી આપનારાં સિદ્ધ કરી શકાય.'[૨૯.ક]

પાશ્ચાત્ય લેખકોના વિચારો આટલા બધા સંકીર્ણ અને પક્ષપાતપૂર્ણ હોવા છતાંય કેટલાક ભારતીયો તેઓની પ્રશંસા ન જાણે ક્યા આધારે કરતા રહે છે !

(૩) **વિદેશીઓનું સંસ્કૃત જ્ઞાન :** જેવી રીતે સુવર્ણને પ્રાપ્ત કરવા માટે પથ્થરોની શિલાઓ તોડવી પડે છે, એવી જ રીતે કોઈ ગ્રંથના ભાવને સમજવા માટે શબ્દો રૂપી પથ્થર તોડવા પડે છે. એટલા માટે સાચો શબ્દાર્થ કરવા

માટે ભાષાનું પૂર્ણ જ્ઞાન હોવું જરૂરી છે. ભાષાનો અધિકાર પ્રાપ્ત કર્યા વગર પુસ્તકનો ભાવ સમજી શકાતો નથી. પ્રસિદ્ધ વૈજ્ઞાનિક હક્સલેએ યોગ્ય જ લખ્યું છે : 'જેમણે ગ્રીક કે લેટિનની એ.બી.સી. નથી આવડતી, તે પોતે એ ભાષામાં લખાયેલ નાટકો પર શી ટિપ્પણી કરી શકે ?' આથી પણ પાશ્ચાત્ય વિદ્વાનોનાં વેદભાષ્યોને પ્રામાણિક કહી શકાય નહિ; કારણ કે તેઓનું સંસ્કૃતનું જ્ઞાન વિશેષ ન હતું. આ અંગે અહીં એક-બે ઘટનાઓનો ઉલ્લેખ કરવો યોગ્ય રહેશે :

પંડિત ધર્મદેવ વિદ્યામાર્તણ્ડે ૧૯૫૭માં ત્રિવેન્દ્રમ (તિરુવનંતપુરમ્)માં આયોજિત પ્રાચ્યવિદ્યા સંમેલનના અધ્યક્ષ તથા ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયના સંસ્કૃત વિભાગના અધ્યક્ષ પ્રો. થોમસને પૂછ્યું : 'શું આપને સંસ્કૃત બોલવાનો અભ્યાસ છે ?' અંગ્રેજીમાં ઉત્તર મળ્યો : 'મારી પ્રબળ ઈચ્છા છે કે હું પણ આપની જેમ ધારાપ્રવાહ સંસ્કૃત બોલું, પરંતુ કમનસીબે મને એનો અભ્યાસ નથી.'[૩૦.ક]

મહાત્મા નારાયણ સ્વામી 'વેદ રહસ્ય'માં લખે છે કે, એક ભારતીય વિદ્વાન પ્રો. મેક્ડોનેલ પાસે ભણવા માટે ઈંગ્લૅન્ડ ગયા હતા. પ્રો. મેક્ડોનેલ તેમની સાથે સંસ્કૃતમાં વાતચીત ન કરી શક્યા. પ્રો. મેક્ડોનેલે તેમને કહ્યું : 'આપને અહીં સંસ્કૃત સાહિત્ય ભણવા નહિ, પરંતુ પશ્ચિમી વિદ્વાનોની સંશોધન પદ્ધતિ શીખવા માટે મોકલવામાં આવ્યા છે !'[૩૦.ખ]

તો પછી સંસ્કૃતનું આટલું ઓછું જ્ઞાન ધરાવનારાઓ અત્યંત ગૂઢ અને રહસ્યમય વેદ મંત્રોનો સાચો અનુવાદ શી રીતે કરી શકે ? ક્યારેય ન કરી શકે. તેઓ વેદની ભાષા અને છંદ રચનાને સમજી ન શકયા અને ન તો તેઓએ વેદભાષ્યની પ્રાચીન નૈરુક્તની પ્રણાલી અપનાવી. તેઓએ શબ્દોના રૂઢ અર્થ લીધા અને વેદમાં આવતાં રૂપકોને પાછળથી લખાયેલ સાહિત્યમાં ઉલ્લિખિત ગાથાઓની સાથે જોડીને વૈદિક ગાથાશાસ્ત્ર અને વૈદિક ઈતિહાસનું સર્જન કર્યું.[૩૧] તમામ ઋષિમુનિઓ, પ્રાચીન ગ્રંથકારો અને ભાષ્યકારો - કોઈપણ અપવાદ વગર - તમામ વૈદિક શબ્દોને યૌગિક માને છે...પરંતુ યુરોપિયન વિદ્વાનોએ આ નિયમની સંપૂર્ણ અવહેલના કરી; અને તેથી જ તેઓએ પોતાનાં વેદ વ્યાખ્યાનોને પુરાણોએ ઘડી કાઢેલી કે માંગેલી કથાઓ તથા ઐતિહાસિક

અને પ્રાગૈતિહાસિક વ્યક્તિઓની વાર્તાઓ અને ઉપાખ્યાનોથી ભરી દીધાં.[૩૨.ક] તેઓ વેદોને આર્ય જાતિની આરંભિક અવસ્થાના વિકાસનો ઈતિહાસ માનતા રહ્યા. તેઓની દૃષ્ટિએ આ આદિમ આર્ય જાતિ ત્યારે અસભ્ય, નૈતિક વિચારોથી હીન તથા એક ઈશ્વરને બદલે અગ્નિ, વાયુ વગેરે અનેક જડ પ્રાકૃતિક દેવતાઓની પૂજા કરનારી હતી. આ યુરોપિયન વિદ્વાનો પોતાની અંદર એ વિશ્વાસ જ ઉત્પન્ન ન કરી શક્યા કે, હાલમાં મૂર્તિપૂજા કે પ્રકૃતિની પૂજા કરનારા આ લોકો આરંભિક અવસ્થામાં આટલા બધા ઉન્નત વિચારો ધરાવતા અને સુસભ્ય પણ હતા. એટલા માટે પાશ્ચાત્ય વિદ્વાનોનો મત છે કે, વેદોમાં બહુદેવતાવાદ છે અને યજ્ઞોમાં પશુબલિનું વિધાન છે ! તેઓએ એ પણ પ્રસિદ્ધ કર્યું કે, પ્રાચીન આર્યો માંસ ખાતા હતા, સોમના નામે સુરાપાન કરતા હતા અને જુગાર પણ રમતા હતા ! પશ્ચિમી વિદ્વાનોએ આવી મિથ્યા માન્યતાઓને લઈને વેદભાષ્યો કર્યાં. આથી જ એ લોકો વેદોના વાસ્તવિક ભાવ સમજવાથી વંચિત રહ્યા.

વીસ વર્ષથી પણ વધારે સમય સુધી પરિશ્રમ કર્યા પછી મેક્સમૂલરનો મત હતો કે : 'કોઈપણ વ્યક્તિ કે જેને વેદનું થોડુંઘણું પણ જ્ઞાન છે, તે હમણાં વેદનો અનુવાદ કરવાનો વિચાર નહિ કરે. ઋગ્વેદનો અનુવાદ આગામી સદીમાં કરવા યોગ્ય કામ છે....જો અનુવાદથી આપણો અભિપ્રાય પૂરા ઋગ્વેદના સંપૂર્ણ, સંતોષજનક અને અંતિમ અનુવાદથી હોય...તો આવા કાર્ય માટે આપણે આગામી સદી સુધી પ્રતીક્ષા કરવી પડશે; પરંતુ મને શંકા છે કે આપણે આવું ભાષ્ય કે અનુવાદ કદી કરી પણ શકશું કે નહિ.'[૩૩] દુ:ખનો વિષય છે કે આ બધુ જાણવા છતાં મેક્સમૂલર વેદનો અનુવાદ કરવાના કાર્યમાં લાગી રહ્યા. મેક્સમૂલરની 'સેક્રિડ બુક્સ ઑફ ધી ઈસ્ટ'ના રશિયન સંસ્કરણમાં સંપાદક બોલંગરે લખ્યું છે : 'પ્રો. મેક્સમૂલરના અનુવાદમાં જે વાત મને ખટકે છે તે એ છે કે તેમાં બહુ જ બધી બેહૂદી, અશ્લીલ અને અસ્પષ્ટ વાતો છે...જ્યાં સુધી હું વેદોના ઉપદેશને સમજી શક્યો છું, મને તે એટલી બધી ઉચ્ચ જણાય છે કે એક ગરબડ અને વિકૃત અનુવાદ દ્વારા રશિયન જનતાને તેનાથી પરિચિત કરાવવાને હું મારો અપરાધ માનું છું, કારણ કે આનાથી તેઓ કોઈ જ આત્મિક લાભ પ્રાપ્ત કરી શકશે નહિ કે જે વૈદિક શિક્ષા દ્વારા જનતાને મળવો જોઈએ.'[૩૪]

પશ્ચિમના વિદ્વાનો વેદનો સાચો અર્થ કરવામાં અસમર્થ રહ્યા એ તથ્યની પુષ્ટિ માટે ઋગ્વેદના આ મંત્ર પર વિચાર કરીએ :

वायवा याहि दर्शतेमे सोमा अरंकृताः।
तेषां पाहि श्रुधी हवम्।। ઋગ્વેદ ૧.૨.૧

મ્યૂરે આ મંત્રનો અર્થ કર્યો છે : 'હે વાયુ ! આવો ! આ સોમ તૈયાર છે તે પીઓ. અમારી પ્રાર્થનાઓ સાંભળો.'[૩૫] આવો જ અર્થ વિલસને કર્યો છે.[૩૬] પરંતુ પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીએ તેનો શુદ્ધ અર્થ કરતાં લખ્યું છે : 'સ્પર્શાદિ ગુણોથી જોવા યોગ્ય વાયુ ગતિમાન અને સુંગંધીને એક સ્થાનેથી બીજા સ્થાને લઈ જનાર છે. આ વાયુ જગતનાં તમામ જીવો અને વૃક્ષોનું જળ અને પ્રાણ વગેરેથી સુશોભિત કરીને રક્ષણ કરે છે. તેના દ્વારા જ બોલવા અને સાંભળવાનો વ્યવહાર થાય છે.'[૩૨.ખ] કેટલો બધો ફરક છે આ બંને અર્થોમાં ! મ્યૂર વગેરેએ કરેલા અર્થો સાવ સારહીન અને ફિક્કા છે.

(૪) ભારતીય ભાષ્યકારોની લીલા : સ્કન્દ સ્વામી, વેંકટ માધવ, મહીધર, ઉવ્વટ, સાયણાચાર્ય વગેરે ભારતીય ભાષ્યકારો ઋષિઓ ન હતા. જોકે તેઓએ વેદોને અપૌરુષેય માન્યા હતા, પરંતુ તેઓનાં ભાષ્યોમાં અશ્લીલતા, પશુહિંસા, જડપૂજા, અનિત્ય ઈતિહાસ વગેરે અનેક દોષોની ભરમાર છે. તેમાં વેદોને અત્યંત નિકૃષ્ટ સિદ્ધ કરનારી અને બુદ્ધિ, તર્ક અને સૃષ્ટિક્રમ વિરુદ્ધ વાતોનો પાર નથી. આ ભાષ્યોમાં સાયણનું ભાષ્ય સૌથી વધારે પ્રસિદ્ધ છે. સાયણને માટે વેદ માત્ર કર્મકાંડનું જ પુસ્તક છે. તેણે મંત્રોનો કેવળ યજ્ઞપરક અર્થ કરીને વેદનો વાસ્તવિક અભિપ્રાય અત્યંત સંકુચિત કરી દીધો છે. બધા જ મંત્રોને કેવળ યજ્ઞપરક અર્થમાં ધકેલવા એ સાયણ ભાષ્યનું કમનસીબ પાસું છે. સાયણ, મહીધર વગેરે વેદનો સાચો અર્થ કરવામાં અસમર્થ રહ્યા. પાશ્ચાત્ય વિદ્વાનોએ આ સાયણ, મહીધર વગેરેનાં ભાષ્યોને આધારે વેદનો અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન વગેરે ભાષામાં અનુવાદ કર્યો છે. આથી વેદાર્થ વિશે ભ્રાંતિઓ ઉત્પન્ન કરવામાં આ ભાષ્યોએ મુખ્ય ભૂમિકા ભજવી છે. આ માટે ઋષિ દયાનંદ ઋગ્વેદાદિભાષ્યભૂમિકા (ભાષ્યકરણ શંકા સમાધાનાદિ વિષયઃ)માં લખે છે કે : 'જ્યારે આ જ (મહીધર, સાયણ વગેરેનાં) વ્યાખ્યાનો અશુદ્ધ છે, ત્યારે યુરોપખંડવાસી લોકોએ તેની જ સહાયતા લઈને પોતપોતાના દેશની

ભાષામાં જે અનુવાદો કર્યા છે, તેના અનર્થની તો વાત જ શી કહેવી ?' આમ બૂરાઈની જડ વેદોના આવા અશુદ્ધ, અવૈજ્ઞાનિક, એકાંગી અને સંકુચિત અનુવાદો છે.

યોગી અરવિંદ અનુસાર 'વેદના સર્વ સંભવ અર્થોમાંથી આ નિમ્નતર અર્થની સાથે જ વેદને અંતિમ રીતે અને પ્રામાણિકતાની સાથે બાંધી દેવા...એ આ સાયણના ભાષ્યનું સૌથી વધારે કમનસીબ પરિણામ આવ્યું...સાયણના ભાષ્યે પુરાણી મિથ્યા ધારણાઓ પર પ્રામાણિકતાની મહોર લગાવી દીધી...અને તેમણે આપેલા નિર્દેશો - એવા સમયે કે જ્યારે એક બીજી સભ્યતાએ વેદોને શોધીને બહાર કાઢી તેનું અધ્યયન શરૂ કર્યું હતું - પેલા યુરોપિયન વિદ્વાનોના મસ્તિષ્કમાં નવી નવી ભૂલોનું કારણ બન્યા...સાયણના ભાષ્ય દ્વારા ઋષિઓનું, તેમના વિચારોનું, તેમની સંસ્કૃતિનું, તેમની અભિલાષાઓનું એક એવું પ્રતિનિધિત્વ થયું છે કે જે એટલી બધી સંકુચિતતા અને દરિદ્રતાનું ભોગ બનેલ છે કે જો તેનો સ્વીકાર કરી લેવામાં આવે તો એ વેદ સંબંધી પ્રાચીન પૂજ્યભાવને, તેની પવિત્ર પ્રામાણિકતાને, તેની દિવ્ય ખ્યાતિને તદ્દન અબુદ્ધિગમ્ય કરી મૂકે છે.'[૨૯.ખ] આથી જ બ્લૂમફીલ્ડે લખ્યું છે : 'વેદ એક આદિમ જાતિના યજ્ઞ સંબંધી મંત્રો છે.' સાયણનું ભાષ્ય હકીકતમાં એટલું બધું નકામું છે કે વેદોના પ્રસિદ્ધ પંડિત બ્રહ્મદત્ત જીજ્ઞાસુ લખે છે : 'જો સાયણ ભાષ્યનો જ હિંદી, અંગ્રેજી, ઉર્દૂ કે બીજી કોઈ ભાષામાં અનુવાદ કરીને કોઈ વિદ્યાલયમાં ભણાવવામાં આવે તો નિશ્ચિત સમજવું કે અમુક જ શ્રદ્ધાળુઓને બાદ કરીને બાકી બધાનાં મુખેથી એક જ ધ્વનિ નીકળશે કે આ વેદ તો જંગલી લોકોની બકવાસ ભરેલી કૃતિઓ છે.' હકીકતમાં સાયણ વગેરેનાં ભાષ્યોએ પાશ્ચાત્ય લેખકોની આંખો પર પટી બાંધી દીધી.

## દયાનંદ અને વેદ

આવા અંધકારમય સમયમાં ઋષિ દયાનંદ સરસ્વતીએ પોતાના ગુરુ સ્વામી વિરજાનંદ દંડીના આદેશ અનુસાર મનુષ્યકૃત અનાર્ષ ગ્રંથો વિરુદ્ધ અભિયાન છેડ્યું અને ફરીથી વેદોની શિક્ષાઓ અપનાવવા પર ભાર મૂક્યો. દયાનંદ ન તો સાયણ સાથે સહમત છે અને ન તો વિદેશી વિદ્વાનો સાથે. દયાનંદ

માટે વેદ ઈશ્વરોક્ત છે અને જ્ઞાન-વિજ્ઞાનના ભંડાર છે.

ભારતના આ સંતનું જીવન વેદોને સમર્પિત હતું. દયાનંદ ઋષિ હતા, મહાન તપસ્વી હતા. આથી તેઓ વેદભાષ્ય કરવાના અધિકારી હતા. ઋષિ દયાનંદે સમાધિ લગાવીને વેદનાં ગહન રહસ્યો પ્રાપ્ત કર્યાં હતાં. ઋષિની સૂઝ નિરાળી હતી. સંસ્કૃત ભાષા પર તેમનો પૂર્ણ અધિકાર હતો. તેમનું વૈદિક વાઙ્મયનું અધ્યયન અદ્ભુત હતું. તેમણે વેદભાષ્યના આરંભના દિવસો (કારતક સુદ ૨, સંવત ૧૯૩૪, ૭ નવેમ્બર, ૧૮૭૭)માં 'ભ્રાંતિ નિવારણ' ગ્રંથમાં લખ્યું હતું : 'હું મારા નિશ્ચય અને પરીક્ષા અનુસાર ઋગ્વેદથી લઈને પૂર્વમીમાંસા સુધીના લગભગ ત્રણ હજાર ગ્રંથોને (પ્રામાણિક) માનું છું.' કેટલું વિશાળ અને ગહન અધ્યયન હતું આ ઋષિનું ! જ્યાં મોટાભાગના ભાષ્યકારોએ વૈદિક શબ્દોના પ્રચલિત અર્થો (લૌકિક અને રૂઢિ) કરવાની ભૂલ કરી હતી, ત્યાં આ ઋષિવરે આ શબ્દોના પ્રસંગ અનુસાર યૌગિક અર્થો કર્યા છે. વેદાર્થના ક્ષેત્રમાં ઋષિ દયાનંદનું આ એક મહાન યોગદાન છે. તેમણે વેદભાષ્ય વેદાંગ તથા ઐતરેય, શતપથ વગેરે બ્રાહ્મણ ગ્રંથો અનુસાર બનાવ્યું છે.

ઋષિ દયાનંદે ઋગ્વેદાદિભાષ્યભૂમિકા (ઈશ્વર પ્રાર્થના વિષયઃ)માં સ્વયં લખ્યું છે : 'આ વેદભાષ્યમાં કશુંય અપ્રમાણ લખવામાં આવશે નહિ. પરંતુ જે બ્રહ્માથી લઈને વ્યાસ સુધીના મુનિઓ અને ઋષિઓ થયા છે, તેઓની વ્યાખ્યાની જે રીત છે તે મુજબ આ વેદભાષ્ય કરવામાં આવશે. આ ભાષ્ય એવું હશે કે જેમાં વેદાર્થ વિરુદ્ધ આધુનિક કાળમાં લખાયેલ ભાષ્યો અને ટીકાઓને કારણે વેદોમાં ભ્રમથી જે મિથ્યા દોષોનો આરોપ થયો છે, એ બધું નિવૃત્ત થઈ જશે; અને આ વેદભાષ્યથી વેદોનો જે સાચો અર્થ છે એ સંસારમાં પ્રસિદ્ધ થશે કે જેથી વેદોના સનાતન અર્થ બધા લોકો યથાવત્ જાણી શકશે. હું આ માટે પ્રયત્ન કરી રહ્યો છું.'

લગભગ તમામ નિષ્પક્ષ વિદ્વાનો દયાનંદનાં ચિંતન, તર્ક, વેદ સંબંધી જ્ઞાન તથા પાંડિત્યનો સ્વીકાર કરે છે. દયાનંદના વેદભાષ્યને 'વેદને ફરીથી એક જીવંત ધર્મગ્રંથ રૂપે સ્થાપિત કરવા માટે આર્યસમાજના સંસ્થાપક સ્વામી દયાનંદ દ્વારા કરવામાં આવેલ અપૂર્વ પ્રયત્ન' માનનાર યોગી અરવિંદ લખે છે : 'દયાનંદની મંત્રોની વ્યાખ્યા એ વિચારથી નિયંત્રિત છે કે વેદ ધાર્મિક, નૈતિક

અને વૈજ્ઞાનિક સત્યનું એક પૂર્ણ ઈશ્વરપ્રેરિત જ્ઞાન છે. વેદની ધાર્મિક શિક્ષા એકશ્વરવાદની છે અને વૈદિક 'દેવતા'ઓ એક જ દેવનાં ભિન્ન ભિન્ન વર્ણનાત્મક નામ છે...દયાનંદે પુરાતન ભાષા-વિજ્ઞાનના સ્વતંત્ર પ્રયોગને પોતાનો આધાર બનાવ્યો, જે તેમને નિરુક્તમાંથી પ્રાપ્ત થયો હતો. સ્વયં સંસ્કૃતના એક મહાવિદ્વાન હોવાથી તેમણે પોતાની સામગ્રી પર અદ્ભુત શક્તિ અને સ્વાધીનતાની સાથે વિચાર કર્યો.'[૨૯.ગ] યોગી અરવિંદે ઘોષણા કરતાં કહ્યું છે : 'વેદોની વ્યાખ્યા અંગે મારો વિશ્વાસ કે વેદોની અંતિમ અને સંપૂર્ણ વ્યાખ્યા ભલે ગમે તે થાય, પરંતુ આપણે દયાનંદને પ્રથમ સત્ય માર્ગદર્શક રૂપે સન્માનિત કરવા જ પડશે. તેમણે સમયે જે દ્વાર બંધ કરી રાખ્યાં હતાં તેની ચાવીઓ હસ્તગત કરી લીધી હતી અને આ બંધ પડેલા સ્રોતની ઉપર મારેલ સીલ તોડીને ફેંકી દીધું હતું.'[૩૭]

ફિટ્ઝે લખ્યું છે : 'પાશ્ચાત્ય વિદ્વાનોનું સંસ્કૃત અને વેદોનું જ્ઞાન શૂન્ય સમાન છે. અમને તેમનાં કથન પર સહેજ પણ વિશ્વાસ નથી. અમે કેવળ દયાનંદના ભાષ્યને પ્રામાણિક સમજીએ છીએ.' મહાત્મા ટી. એલ. વાસવાણીના વિચાર અનુસાર : 'સ્વામી દયાનંદ વેદોના જ્ઞાન પ્રત્યે ભારતીયોનાં જ્ઞાનચક્ષુ ખોલનાર પ્રથમ વ્યક્તિ હતા. મને આધુનિક ભારતમાં સ્વામી દયાનંદ જેવો કોઈ બીજો વિદ્વાન નજરે પડતો નથી.'[૩૮] આમ, ઋષિ દયાનંદની વેદભાષ્યની શૈલી સર્વોત્તમ છે અને તેમનું વેદભાષ્ય પ્રામાણિક છે.

ઋષિ દયાનંદ ચારે વેદોનું ભાષ્ય કરવા ઈચ્છતા હતા. આ માટે તેમણે સંવત ૧૯૩૩માં સંસ્કૃતમાં ચતુર્વેદવિષયસૂચી ગ્રંથ લખ્યો હતો. તેમણે એ જ વર્ષે ઋગ્વેદભાષ્યભૂમિકાની રચના કરી. આ ગ્રંથ પહેલી વાર સોળ અંકોમાં ક્રમશઃ છપાયો હતો. તેનું પ્રકાશન સંભવતઃ ચૈત્ર સં. ૧૯૩૪થી શરૂ કરીને વૈશાખ ૧૯૩૫ (મે ૧૮૭૮) સુધીમાં પૂરું થઈ ગયું હતું. ચારે વેદોના ભાષ્યની આ એક જ સામાન્ય ભૂમિકા છે. આ ગ્રંથ ઋષિ દયાનંદની વેદભાષ્ય શૈલીને સમજવા માટે બહુ જ ઉપયોગી છે. આ માટે તેમણે એક વિજ્ઞાપનમાં લખ્યું હતું : 'જે કોઈ ભૂમિકા વિના ફક્ત વેદ જ ખરીદવા ઈચ્છે તો નહિ મળી શકે; પરંતુ ભૂમિકા ફક્ત પાંચ રૂપિયામાં અલગથી મળી શકે છે.'[૩૯.ક]

ઋષિ દયાનંદે વેદભાષ્યના નમૂના તરીકે ઋગ્વેદના પ્રથમ સૂક્તનું ભાષ્ય

(જેમાં સાથે સાથે ગુજરાતી અને મરાઠી અનુવાદ પણ આપવામાં આવ્યો હતો) સં. ૧૯૩૧માં પ્રકાશિત કર્યું હતું, જે આજે અપ્રાપ્ય છે. તેમણે ફરીથી વેદભાષ્યના એક બીજા નમૂનાનો અંક સં. ૧૯૩૩માં કાશીના લાજરસ પ્રેસથી છપાવ્યો હતો, જેમાં ઋગ્વેદના પ્રથમ સૂક્તના નવ મંત્રો અને બીજા સૂક્તના એક મંત્રની વ્યાખ્યા પ્રકાશિત કરવામાં આવી હતી.[૪૦] ઋષિએ મહેશચંદ્ર ન્યાયરત્ન વગેરે દ્વારા આ નમૂનાના અંક પર કરેલા આક્ષેપોનો સમુચિત ઉત્તર ભ્રાંતિનિવારણ ગ્રંથ લખીને આપ્યો હતો. પછી ઋષિ દયાનંદ સરસ્વતીએ માગસર સુદ ૬, સંવત ૧૯૩૪ (૧૭ જાન્યુઆરી, ૧૮૭૮) અને ગુરુવારે યજુર્વેદના ભાષ્યનો આરંભ કર્યો હતો, જે લગભગ પાંચ વર્ષ પછી માગશર વદ ૧, સંવત ૧૯૩૯માં પૂરું થયું હતું.[૪૧] ઋગ્વેદનું ભાષ્ય પણ સાથે સાથે ચાલતું હતું. ઋષિ દયાનંદે ભ્રાંતિનિવારણમાં આશા વ્યક્ત કરી હતી : 'પરમાત્માની કૃપાથી મારું શરીર ટકી ગયું અને કુશળતાથી એ દિવસ જોવા મળ્યો કે વેદોનું ભાષ્ય પૂરું થઈ ગયું છે, તો નિશ્ચિત રૂપે આર્યાવર્ત દેશમાં સૂરજ જેવો પ્રકાશ ફેલાઈ જશે.' પરંતુ હજુ તો તેમણે ઋગ્વેદના સાતમા મંડળના એકસઠમા સૂક્તના બીજા મંત્ર સુધી જ ભાષ્ય કર્યું હતું ત્યાં એક ભીષણ ષડ્યંત્ર હેઠળ તેમને ઝેર આપવામાં આવતાં તેમનું મહાપ્રયાણ થઈ ગયું. ઋષિ દયાનંદના જીવનકાળમાં બંને વેદભાષ્યોના ૫૧-૫૧ માસિક અંકો જ પ્રકાશિત થઈ શક્યા હતા અને તેમણે કરેલું બાકીનું ભાષ્ય તેમના દેહાવસાન પછી છપાયું.

ઋષિ દયાનંદના ઋગ્વેદાદિભાષ્યભૂમિકા, વેદભાષ્ય વગેરે ગ્રંથો સંસ્કૃત અને હિંદી બંને ભાષાઓમાં છે. જ્યારે મોટા મોટા વિદ્વાનો વેદભાષ્યના પુનિત કાર્યમાં સહયોગ આપવાનું સાહસ ન કરી શકયા, ત્યારે ઋષિને હિંદી અનુવાદની ભાષા ચકાસવા વગેરેનું કાર્ય પંડિત ભીમસેન, પંડિત જ્વાલાદત્ત વગેરે સાધારણ કોટિના વિદ્વાનો પાસેથી લેવું પડ્યું. તેઓ આ સહયોગી પંડિતોના કામથી જરાય સંતુષ્ટ ન હતા. તેમણે સમય સમય પર પત્ર વગેરેમાં પંડિત ભીમસેન અંગે લખ્યું છે : 'નિષ્કપટ છે...વ્યાકરણાદિ શાસ્ત્રો ભણ્યો છે, બસ એટલું જ પાંડિત્ય છે, એ સિવાય અન્યત્ર તે બાળક છે...ભાષા (હિંદી) બહુ જ સામાન્ય બનાવે છે...ભીમસેને શોધેલ (પ્રૂફ રીડિંગ કરેલ) પુસ્તકમાં બહુ જ ભૂલો

નીકળે છે...અયોગ્યતાને કારણે ભીમસેનને હંમેશને માટે છુટ્ટી આપી દીધી છે...કામ કરવામાં અયોગ્ય છે અને સ્વભાવનો પણ બહુ જ ખરાબ છે', વગેરે.[૩૯.ખ] આવી જ રીતે ઋષિ દયાનંદની પંડિત જ્વાલાદત્તના વિષયમાં પણ આવી જ ધારણા હતી. જેમ કે : 'હું જાણતો ન હતો કે શોધવામાં તમે આવી કાચી દૃષ્ટિના છો...તે શોધવામાં બહુ જ ભૂલો રહે છે...આ બંને (ભીમસેન અને જ્વાલાદત્ત) એક જેવા જ છે - ભૂતનાથ એવા જ પ્રેતનાથ...તે કામચોર છે...વ્યાકરણનો અભ્યાસ ઓછો છે... જ્વાલાદત્ત પણ તેનાથી (ભીમસેનથી) વધારે વિલક્ષણ, દંભી, ક્રોધી, હઠી અને સ્વાર્થ-સાધન તત્પર છે...મારી સમજ મુજબ ભીમસેનનો નાનો ભાઈ જ્વાલાદત્ત છે...હવે તે ભાષા પણ સારી બનાવતો નથી...ઘાસ કાપે છે (વેઠ ઉતારે છે)...પદાર્થ કંઈક છે અને ભાષા કંઈક ભળતી જ બનાવે છે.'[૩૯.ગ]

ઋષિ દયાનંદને વેદભાષ્ય લખવા માટે મુશ્કેલીથી દસેક વર્ષ મળ્યાં. પોતાના જીવનના આ અંતિમ દશક (સંવત ૧૯૩૧થી ૧૯૪૦ સુધી)માં તેમણે અડધાથી વધારે ભારતમાં ફરી ફરીને ધર્મોપદેશ કર્યો, ઈશ્વર આરાધનામાં લીન રહ્યા, શાસ્ત્રાર્થો કર્યા, સંસ્કૃત પાઠશાળાઓ ખોલી અને વેદભાષ્ય સહિત નાનાં-મોટાં લગભગ પચ્ચીસ પુસ્તકો લખ્યાં. તેમના આ હસ્તલેખોનું પરિમાણ વીસ હજાર પાનાંથી કમ નથી. સાયણને એક રાજાનો સહયોગ પ્રાપ્ત હતો. મેક્સમૂલરની પીઠ પાછળ પૂરું વિદેશી સામ્રાજ્ય હતું. જ્યારે આ બાજુ એક દયાનંદ અને બીજા તેમના પરમાત્મા હતા. ન કોઈ સાધન અને ન કોઈ પુસ્તકાલય. સાધારણ યોગ્યતા ધરાવતા માત્ર બે-ત્રણ પંડિતોના સહયોગથી અને અનેક કાર્યોની વ્યસ્તતા વચ્ચે તેમણે બહુ જ ટૂંકા સમયમાં આટલું વિરાટ કાર્ય કર્યું, એ જાણીને આશ્ચર્ય થાય છે.

## ઋષિ દયાનંદનો પ્રભાવ

મહર્ષિ દયાનંદે પોતાના ભાષ્યમાં સાયણ, મહીધર, મેક્સમૂલર, મોનિયર વિલિયમ્સ, વિલસન વગેરે ભારતીય અને વિદેશી ભાષ્યકારોનાં ભાષ્યોનું ખંડન કર્યું છે. સ્વામીજી પોતાનું ભાષ્ય સમકાલીન વિદેશી વિદ્વાનોને પણ મોકલતા રહેતા હતા. ત્યારે મેક્સમૂલર વગેરે સામે ટક્કર લેવી એ સરળ ન હતું; કારણ

કે ત્યારે ભારતીય સમાજના અંગ્રેજી ભણેલ-ગણેલ અગ્રણીઓ (રાજા રાધાકાંતદેવ, દેવેન્દ્રનાથ ટાગોર, સ્વામી વિવેકાનંદ વગેરે) તથા બ્રહ્મસમાજ જેવી સંસ્થાઓ મેક્સમૂલર વગેરેનાં ગુણગાન કરવામાં વ્યસ્ત હતાં.[૪૨] પરંતુ ઋષિ દયાનંદના સત્કાર્યે પ્રવાહની દિશા જ બદલી નાખી. જે વિદેશીઓ પૂરી તાકાતથી વેદો પર દોષારોપણ કરી રહ્યા હતા, તેઓનો આ કુપ્રયાસ ધાર્યું પરિણામ લાવવામાં નિષ્ફળ પુરવાર થયો. હવે તેઓ પોતાના વિચારોને પ્રગટ કરવામાં સાવધાની રાખવા લાગ્યા.

વેદો કેવળ અસભ્ય જાતિના લોકોના ગ્રંથો છે એવી માન્યતા ધરાવનાર મેક્સમૂલરે ઋગ્વેદાદિભાષ્યભૂમિકાનું અધ્યયન કરીને જાણે પ્રાયશ્ચિત કરવા માટે જ 'ભારત આપણને શું શીખવી શકે છે ?' (India: What Can It Teach Us?) નામના પુસ્તકની રચના કરી. આ પુસ્તકમાં મેક્સમૂલર સ્વીકાર કરે છે કે, 'મારો નિશ્ચિત મત છે કે માનવનું અથવા આપ ઇચ્છો તો આર્યજાતિનું અધ્યયન કરવા માટે કોઈ ગ્રંથ વેદ સમાન મહત્ત્વપૂર્ણ નથી. મારો આ વિચાર છે કે આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છા કરનાર તથા પોતાનાં પૂર્વજો, ઇતિહાસ અને માનસિક ઉન્નતિને માટે સચેત પ્રત્યેક વ્યક્તિ માટે વેદનો સ્વાધ્યાય અત્યંત આવશ્યક છે.'[૪૩]

મેક્સમૂલર અને મોનિયર વિલિયમ્સ ઋષિ દયાનંદના વેદભાષ્યના નિયમિત ગ્રાહક હતા. મોનિયર વિલિયમ્સ ૫ માર્ચ, ૧૮૭૬ના રોજ મુંબઈમાં ઋષિના એક પ્રવચનમાં હાજર હતા અને બંને વચ્ચે પરસ્પર વાર્તાલાપ પણ થયો હતો. મેક્સમૂલરની ઋષિ દયાનંદ સાથે મુલાકાત તો નથી થઈ શકી, પરંતુ તેઓ દયાનંદનાં કાર્યોથી એટલા બધા પ્રભાવિત હતા કે તેઓ દયાનંદનું જીવનચરિત્ર લખવા ઇચ્છતા હતા. મેક્સમૂલરે ઋષિ દયાનંદને ઈંગ્લૅન્ડ પધારવાનું આમંત્રણ પાઠવ્યું હતું. આ જ મેક્સમૂલરે પોતાના જીવનનો ખાસ્સો સમય લગાવીને અને ત્યારના લગભગ એક લાખ રૂપિયા જેવો ખર્ચ કરીને સાયણના ઋગ્વેદ ભાષ્યનું સંસ્કરણ તૈયાર કર્યું હતું, તેઓ હવે ઋગ્વેદાદિભાષ્યભૂમિકાને સંસ્કૃત સાહિત્યનો અંતિમ ગ્રંથ ઘોષિત કરતાં લખે છે : 'ઋગ્વેદાદિથી આરંભ કરીને દયાનંદ દ્વારા સંપાદિત

ઋગ્વેદાદિભાષ્યભૂમિકા સુધીના સંપૂર્ણ સાહિત્યને આપણે બે ભાગોમાં વહેંચી શકીએ છીએ. દયાનંદ દ્વારા રચિત ઋગ્વેદની ભૂમિકા પણ કંઈ કમ રોચક નથી.'[૪૪] મેક્સમૂલરે આર્યસમાજ લંડનના પ્રધાનને ૭ જુલાઈ, ૧૮૮૮ના પત્રમાં લખ્યું હતું : 'મને આર્યસમાજ સંસ્થા પ્રત્યે સહાનુભૂતિ છે. આર્યસમાજના લોકોએ સ્વામીજી જે કાંઈ કાર્ય કરી ગયા છે તેનાથી જ સંતોષ માનીને બેસી ન રહેવું જોઈએ, પરંતુ તેઓ જે કાર્ય અધૂરું છોડી ગયા છે એ કાર્યને આગળ ધપાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ'.

મેક્સમૂલર જ નહિ, પરંતુ મોટા ભાગના નિષ્પક્ષ વિદ્વાનો ઋષિ દયાનંદના વેદ સંબંધી વિચારોનું સમર્થન કરી રહ્યા છે. પાવગી મહોદય લખે છે : 'વેદ સમસ્ત જ્ઞાનનો ભંડાર છે.'[૪૫] તેઓ પોતાના એક અન્ય ગ્રંથમાં એટલે સુધી લખે છે કે : 'વેદોમાં ઘણી બધી એવી વાતો છે કે જે અંગે હાલ સુધી કોઈને જ્ઞાન નથી; કારણ કે તે સાહિત્યિક ધનની એક કદી ન સમાપ્ત થનારી ખાણ છે, જેનો આજ સુધી થોડોક જ ભાગ ખુલ્યો છે અને તેનો શેષ ભાગ હજુ સુધી અજ્ઞાત જ પડેલ છે.[૪૬] આ જ રીતે બેલ્જિયમના નોબલ પુરસ્કાર વિજેતા મેટરલિંકે લખ્યું છે : 'અતીતનાં રહસ્યો પર નાખેલ અંતર્દર્શીની એક માત્ર દૃષ્ટિ જ વેદોમાં છુપાયેલા અદ્વિતીય જ્ઞાનને પ્રગટ કરી શકે છે.'[૪૭] પાદરી મોરિસ ફિલિપે સ્વીકાર કર્યો છે : 'અમારું એ નિષ્કર્ષ પર પહોંચવું ન્યાયોચિત છે કે, વૈદિક આર્યોના ઉચ્ચતર પવિત્રતર વિચાર આદિમ ઈશ્વરીય જ્ઞાનનું પરિણામ હતા.'[૪૮]

## વેદ અને વિજ્ઞાન

ઋષિ દયાનંદ વેદમાં વિજ્ઞાન પણ માને છે. મેક્સમૂલરે લખ્યું છે : 'સ્વામી દયાનંદને માટે વેદમાં લખેલ પ્રત્યેક વાત ન કેવળ પૂર્ણ રીતે સત્ય છે, પરંતુ તેઓ તેનાથી પણ એક ડગલું આગળ ગયા અને તેઓ વેદની વ્યાખ્યાથી બીજાઓને એ નિશ્ચય કરાવવામાં સફળ રહ્યા કે પ્રત્યેક જાણવા યોગ્ય વાત વેદમાં પ્રાપ્ત થાય છે. આથી આધુનિક વિજ્ઞાનના આવિષ્કારો પણ વેદમાં વર્ણિત છે.'[૪૯] પી.એન. ગૌડ લખે છે : 'ઋગ્વેદ વૈજ્ઞાનિક સિદ્ધાંતો અને પરીક્ષણનું વર્ણન કરે છે, જ્યારે યજુર્વેદમાં રાસાયણિક વસ્તુઓ તૈયાર કરવાની વિધિ તથા ઉપકરણોનું

વર્ણન છે, જે વાસ્તવમાં એક પ્રયોગશાળા માર્ગદર્શક છે.'[૫૦] ડૉ. રેલે સ્વીકાર કરે છે : 'નાડી સિસ્ટમની રચનાનું આપણું આજકાલનું જ્ઞાન ઋગ્વેદમાં આવેલ જગતના શાબ્દિક વર્ણન સાથે એટલું બધું મળતું આવે છે કે, મસ્તિષ્કમાં પ્રશ્ન ઊઠે છે કે, શું વેદ વાસ્તવમાં ધર્મગ્રંથ છે કે શરીરવિજ્ઞાન અને નાડી સિસ્ટમની રચના અંગેનો ગ્રંથ છે ?'[૫૧] સર વિલિયમ જોન્સના વિચાર અનુસાર : 'શલ્ય ચિકિત્સા, ઔષધશાસ્ત્ર, સંગીત વિદ્યા, નૃત્ય કલા, ધનુર્વિદ્યા તથા ગૃહનિર્માણ વિદ્યાની વ્યવહારિક કળાઓ કે જેમાં યાંત્રિક કળાની પદ્ધતિનો પણ સમાવેશ થાય છે, વેદોમાંથી લેવામાં આવી છે.'[૫૨] જેકોલિયટે લખ્યું છે : 'આશ્ચર્યની વાત છે ! તમામ ઈશ્વરીય જ્ઞાનોમાં કેવળ હિંદુઓનું ઈશ્વરીય જ્ઞાન (વેદ) જ એવું છે કે જેના વિચાર આધુનિક વિજ્ઞાનની સાથે પૂર્ણરૂપે સુસંગત છે.'[૫૩] હકીકતમાં દયાનંદના પ્રભાવથી વિદ્વાનોએ વેદમાં વિજ્ઞાન માનવાનું શરૂ કરી દીધું છે. આ વાતની પુષ્ટિમાં કેટલાંક ઉદાહરણો જોઈએ :

(૧) ઋગ્વેદના એક મંત્ર सूरो रथस्य नप्त्यः (૧.૫૦.૯)માં સર્વનો પ્રકાશક હોવાથી સૂર્યને 'સૂર' કહેવામાં આવ્યો છે. 'રથ' શબ્દ 'રંહ' ધાતુથી બન્યો છે, જેનો અર્થ 'ગતિ કરવી' છે. નક્ષત્ર ઘૂમતાં રહે છે, આથી તેને 'રથ'ની સંજ્ઞા આપવામાં આવી છે. રથ planet શબ્દનો સાચો અનુવાદ છે, કારણ કે planet શબ્દ લેટિન શબ્દ planeta પરથી બન્યો છે, જેનો અર્થ wanderer છે. नप्त्यः શબ્દનો અર્થ છે : 'પડવા ન દેવું'. સાયણ પણ માને છે કે, नप्त्यः न पातयित्र्यः याभिर्युक्ताभि रथो याति न पतति तादृशी અર્થાત્ જે આને પડવા નથી દેતો, તેને नप्त्यः કહે છે. આથી सूरो रथस्य नप्त्यःનો અર્થ છે - 'સૂર્ય આ મંડળનાં નક્ષત્રોને પડવા નથી દેતો.'

ઋગ્વેદ એક બીજા સ્થાને કહે છે : उक्षाराधार पृथिवीमुतद्याम्। અર્થાત્ સૂર્યે પૃથ્વી વગેરે નક્ષત્રોને આકાશમાં રોકી રાખેલ છે. અથર્વવેદમાં सूर्य्येणोत्तभिता द्यौः કહીને આ સત્યનું પ્રતિપાદન કર્યું છે. સૂર્ય આ નક્ષત્રોને શી રીતે રોકી રાખે છે ? આ પ્રશ્નનો ઉત્તર યજુર્વેદ (૩૩.૪૩)માં છે :

आ कृष्णेन रजसा वर्तमानो निवेशयन्नमृतं मर्त्यं च।
हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन्॥

આ મંત્રમાં સ્પષ્ટ છે કે ધરીની ચારે બાજુ ફરનારા આ સૂર્યે સૌરમંડળનાં પૃથ્વી આદિ નક્ષત્રોને પોતાની આકર્ષણ શક્તિ દ્વારા રોકી રાખેલ છે.

યજુર્વેદના એક બીજા મંત્રમાં કહ્યું છે : वृषभो दाधार पृथिवीम् અર્થાત્ વૃષભ પૃથ્વીને ધારણ કરે છે. પૌરાણિકોએ વૃષભનો પ્રચલિત અને અપ્રાસંગિક અર્થ બળદ કરીને એવી કથા પ્રસિદ્ધ કરી દીધી છે કે, પૃથ્વી બળદનાં શીંગડાં પર ટકેલી છે. મહાત્મા યાસ્કે 'વૃષભ'નો અર્થ કરતી વખતે લખ્યું છે : वृषभः कस्मात् वर्षयिता अपाम्। - જે જળ વરસાવે છે, તે 'વૃષભ' છે. સૂર્ય જળને વરાળ બનાવી ઉડાવીને લઈ જાય છે, પછી તે જ મેઘ બનીને વરસે છે. આમ 'વૃષભ'નો અર્થ થયો સૂર્ય. આથી આ મંત્રમાં કહ્યું છે કે, સૂર્યે પૃથ્વીને ધારણ કરેલ છે.

(૨) સૌથી પહેલાં ન્યૂટને સાબિત કર્યું હતું કે સૂર્યનો સફેદ પ્રકાશ વાસ્તવમાં સાત રંગોનાં કિરણોના મેળથી બન્યો છે. પરંતુ આ સિદ્ધાંતનું પ્રતિપાદન પરમાત્માએ સૃષ્ટિની શરૂઆતમાં જ ઋગ્વેદ (૧.૫૦.૮, ૯)માં કરી દીધું હતું. આઠમો મંત્ર આ પ્રમાણે છે :

सप्त त्वा हरितो रथे वहन्ति देव सूर्य।
शोचिष्केशं विचक्षण।।

'હે સૂર્યદેવ, સાત જાતનાં કિરણો તારા પ્રકાશને નક્ષત્રો સુધી લઈ જાય છે.'

આ પછીનો મંત્ર છે :

अयुक्त सप्त शुन्ध्युवः सूरो रथस्य नप्त्यः।
ताभिर्याति स्वयुक्तिभिः।।

અર્થાત્ નક્ષત્રોને પડવાથી બચાવનાર સૂર્ય પવિત્ર કરનાર સાત પ્રકારનાં કિરણોને જોડે છે. આઠમા મંત્રમાં हरितः શબ્દ આવ્યો છે, જે 'हृ' ધાતુમાંથી બન્યો છે અને તેનો અર્થ થાય છે - હરવું, લઈ જવું. સૂર્યનાં કિરણો જળ અને વિભિન્ન રસોનું હરણ કરે છે. એટલે તેને हरितः કહેવામાં આવ્યો છે. નિઘંટુ અનુસાર हरित इत्यादित्याश्वानां संज्ञा हरित आदित्य स्येति। આ રીતે નિઘંટુમાં हरितःનો અર્થ आदित्याश्वा અર્થાત્ સૂર્યના ઘોડા કરવામાં આવ્યો છે. अश्वः શબ્દ आशु પરથી બન્યો છે, આથી તેનો અર્થ છે : 'તીવ્ર ગતિથી લઈ જનાર'. આ

માટે ઘોડાને પણ અશ્વ કહે છે. વેદમાં અશ્વ શબ્દ ઘોડા ઉપરાંત પ્રકાશ, વિદ્યુત, ઉષ્ણતા વગેરે માટે પણ વપરાયો છે. ઘોડો બિચારો કેટલી ગતિથી ચાલી શકે ? પ્રકાશની ગતિ તો ૧,૮૬,૦૦૦ માઈલ પ્રતિ સેકંડ છે. આથી જ નિઘંટુએ हरितःને 'સૂર્યના પ્રકાશને તીવ્ર ગતિથી લઈ જનાર અથવા કિરણો' બતાવેલ છે.

નવમા મંત્રમાં વપરાયેલ शुन्ध्युवः શબ્દનો અર્થ છે : 'પવિત્ર કરનારી'. આનાથી પ્રગટ થાય છે કે પ્રાચીન આર્યો કિરણોના વાયુમંડળને પવિત્ર કરનારા ગુણોથી પરિચિત હતા. વિજ્ઞાને સાબિત કર્યું છે કે, સૂર્યનાં કિરણો અપવિત્રતાનો નાશ કરીને વાયુમંડળને શુદ્ધ કરે છે. આમ પણ આપણે દિવસ-રાત ઓક્સિજન લઈએ છીએ અને કાર્બન ડાયોક્સાઈડ છોડી રહ્યા છીએ. સૂર્યના પ્રકાશમાં કાર્બન ડાયોક્સાઈડ પાણીમાં ભળીને ક્લોરોફિલની હાજરીમાં કાર્બોહાઈડ્રેટ બનાવી દે છે. આ પ્રકારે પ્રકાશ સંશ્લેષણ થતું રહે છે, વૃક્ષોને ભોજન મળી જાય છે અને હવા પણ શુદ્ધ થઈ જાય છે.[૫૪.ક] આ ક્રિયા અંધારામાં સંભવ નથી. આથી જ વાયુમંડળમાં દિવસ કરતાં રાત્રી સમયે કાર્બન ડાયોક્સાઈડની માત્રા ૧૨ ટકા વધી જાય છે. પૃથ્વી પર પડનારી સૂર્યની ઊર્જાનો દશ હજારમો ભાગ આ ક્રિયામાં ખર્ચ થઈ રહ્યો છે. આ રીતે આ બે મંત્રોમાં એ બતાવવામાં આવ્યું છે કે, સૂર્ય પોતાનાં સાત પ્રકારનાં કિરણો ભેગા કરીને સફેદ પ્રકાશ બનાવે છે.

ઋગ્વેદ (૧.૧૦૫.૯)માં પણ આ જ સંકેત જોવા મળે છે :

अमी ये सप्त रश्मयस्तत्रा मे नाभिराततता।

'સાત પ્રકારનાં કિરણો મને એવી રીતે મળે છે, જેવી રીતે નાભિમાં આરા.'

અથર્વવેદ (૭.૧૦૭.૧)માં કહ્યું છે :

अव दिपस्तारयन्ति सप्त सूर्यस्य रश्मयः।

'સૂર્યનાં સાત કિરણો દિવસને ઉત્પન્ન કરે છે.'

વૈદિક સાહિત્યમાં આ વાત એટલી બધી વ્યાપક છે કે, सप्त रश्मि સૂર્યનું વિશેષણ બની ગયું છે. યાસ્કાચાર્ય પણ માને છે કે सप्त ऋषयः रश्मयः आदित्ये અર્થાત્ सप्त ऋषयः સૂર્યનાં કિરણો છે. એમ તો સૂર્યને सहस्र रश्मि કહે છે. આથી सप्त रश्मयःનો અભિપ્રાય સાત કિરણોવાળો નહિ, પરંતુ સાત

પ્રકારના અથવા સાત રંગોનાં કિરણોવાળો છે. આ કિરણોના રંગોનું વર્ણન છાંદોગ્ય ઉપનિષદ્ (૮.૬.૧)માં કર્યું છે : असौ वा आदित्यः पिंगल एष शुक्ल एष नील एष पीत एष लौहितः। અહીં સાત રંગોની ચર્ચા નથી, કારણ કે નીલો (વાદળી), પીળો અને લાલ આ જ ત્રણ મુખ્ય રંગ છે. બાકીના રંગ આ ત્રણ રંગના મેળથી બની જાય છે. પરંતુ ઋગ્વેદના સૂર્ય-સૂક્તના ઉપરોક્ત બે મંત્રો (૧.૫૦.૮, ૯)નો અર્થ સમજી ન શકવાને કારણે એ પૌરાણિક ગલ્પ પ્રચલિત થઈ ગયો કે, સૂર્ય ભગવાન પોતાના રથમાં બેઠા છે અને તે રથને સાત ઘોડા ખેંચી રહ્યા છે.

(૩) હવે એક ઉદાહરણ રસાયણ વિજ્ઞાનનું લઈએ : હેન્રી કૅવેન્ડિશે સાબિત કર્યું હતું કે બે ભાગ હાઈડ્રોજન તથા એક ભાગ ઓક્સિજન વિદ્યુત દ્વારા પરસ્પર મળીને પાણી બનાવે છે. પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી અનુસાર આ જ વાત ઋગ્વેદ (૧.૨.૭)માં કહેવામાં આવી છે :

मित्रं हुवे पूतदक्षं वरुणं च रिशादसम्।

धियं घृताचीं साधन्ता।।

'આ મંત્રમાં એ પદ્ધતિ અથવા ક્રમ (धियं)નું વર્ણન કરવામાં આવ્યું છે કે જેનાથી....બે બીજા પદાર્થો (घृताचिम् साधन्ता)ના સંયોગથી પાણી બને છે. साधन्ता શબ્દ દ્વિવચન છે, જે એ વાતનું સૂચક છે કે બે મૂળ પદાર્થ મળીને જ પાણી બનાવે છે...આ બે પદાર્થો માટે मित्र અને वरुणનો પ્રયોગ થયો છે...પૂરા મંત્રનો અર્થ છે : જે વ્યક્તિ પાણી બનાવવા ઈચ્છે તે બહુ જ ગરમ કરેલા હાઈડ્રોજન અને 'રિશાદ' ધર્મવાળા ઓક્સિજનને મેળવીને બનાવી લે છે.'[૩૨.ગ]

(૪) વેદાદિ શાસ્ત્રોમાં ઔષધ વિજ્ઞાનનું વર્ણન પણ છે.[૫૪.ખ] અનેક રોગોનું કારણ ભિન્ન ભિન્ન પ્રકારનાં રોગ કીટાણુને માનવામાં આવ્યાં છે. અથર્વવેદના પ્રથમ કાંડના અઠાવીસમા સૂક્તના પહેલા મંત્રમાં યાતુધાન, કિમીદિન તથા રાક્ષસ નામનાં રોગનાં કીટાણુનું વર્ણન છે. રોગનાં કીટાણુની બીજી જાતિઓની ચર્ચા અથર્વવેદના બીજા કાંડના એકત્રીસમા સૂક્તના બીજા મંત્રમાં કરવામાં આવી છે. આ જ સૂક્તના ચોથા મંત્રમાં કૉલેરા, દાદર, ખૂજલી, ક્ષય તથા પીનસ વગેરે રોગો

ઉત્પન્ન કરનાર કીટાણુનો ઉલ્લેખ છે. પાંચમાં મંત્રમાં બતાવવામાં આવ્યું છે કે, રોગોનાં કીટાણુ પર્વતો, જંગલો, ઔષધીઓ, પશુઓ અને પાણીમાં રહે છે અને આપણી અંદર અન્ન અને પાણીની સાથે પ્રવેશે છે. રોગનાં કીટાણુ ભોજન અને પાણીના માધ્યમથી  પ્રવેશ કરે છે. આ વાત યજુર્વેદ (૧૬.૨૬)માં કહેવામાં આવી છે. અથર્વવેદ (૨.૩૨.૧)માં બતાવવામાં આવ્યું છે કે, ઉદય અને અસ્ત થતા સૂર્યનાં કિરણો શરીરમાં રોગોનાં કીટાણુનો નાશ કરે છે. બેસિલસ ક્લાઉસી લગભગ વીસ મિનિટમાં તૂટીને બે કૃમિ ઉત્પન્ન કરી દે છે. આ રીતે જો પરિસ્થિતિઓ અનુકૂળ રહે તો ફક્ત આઠ જ કલાકમાં એક કરોડ સાઠ લાખ કૃમિ ઉત્પન્ન થઈ જશે અને ચોવીસ કલાકમાં ઉત્પન્ન થનારી કૃમિનું વજન ચૌદ હજાર મણ થશે. પરંતુ સૂર્યની ઉષ્ણતા વગેરે પ્રતિકૂળ પરિસ્થિતિઓને કારણે આ રોગનાં કીટાણુ ઝડપથી વધી શકતાં નથી.

(૫) વૈદિક સાહિત્યમાં ગણિત વિદ્યાનો પણ ઉલ્લેખ છે. અથર્વવેદના આ મંત્રો (૧૩.૪.૧૬-૨૧) જોઈએ :

न द्वितीयो न तृतीयश्चतुर्थो नाप्युच्यते।

न पंचमो न षष्टः सप्तमो नाप्युच्यते।

नाष्टमो न नवमो दशमो नाप्युच्यते।

स एष एक एकवृदेक एव।।

આ મંત્રોમાં કહ્યું છે કે, પરમાત્મા એક છે; તે બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ અને દશ નથી. આ રીતે ૧થી ૧૦ સુધીની ગણતરી આ મંત્રમાં આપવામાં આવી છે. ગણતરી ઉપરાંત સરવાળા અને ગુણાકાર વગેરેનું વિધાન પણ વેદમાં છે. યજુર્વેદ (૧૭.૨)માં બતાવવામાં આવ્યું છે કે, એકને દશ વડે ગુણવાથી દશ, તેને ફરીથી દશ વડે ગુણવાથી સો, પછી આવી રીતે આગળ આગળ ગુણવાથી હજાર, દશ હજાર, લાખ, દશ લાખ, કરોડ, દશ કરોડ, અબજ, દશ અબજ, ખર્બ, દશ ખર્બ, નીલ, દશ નીલ, પદમ, દશ પદમ, શંખ તથા દશ શંખ બને છે. આટલી મોટી સંખ્યાનો ક્રમ બતાવવો બહુ જ મહત્ત્વની વાત છે. મોટે ભાગે બીજી ભાષાઓ મોટી સંખ્યાના વ્યવહાર હજાર કે લાખના ગુણાકાર બતાવીને ચલાવી રહી છે. યજુર્વેદ (૧૮.૨૬)માં કોઈ સંખ્યામાં બે તથા તેના

આગળના મંત્રમાં ચારના સરવાળા અને બાદબાકીથી આવતી સંખ્યાઓની ચર્ચા છે. ઋગ્વેદ (૧૦.૧૩૦.૩)માં વર્તુળનો પરિઘ તથા અથર્વવેદ (૮.૯.૨)માં ત્રિકોણનું વર્ણન છે.

આમ વેદોમાં સર્વ સત્ય વિદ્યાઓ બીજ રૂપે વિદ્યમાન છે. વેદ ન તો કોઈ આદિમ અસભ્ય જાતિનાં પ્રકૃતિના પ્રકોપથી ભયભીત થઈને ગાયેલાં ગીત છે, અને ન તો વર્તમાનમાં પ્રચલિત અંધવિશ્વાસોનું સમર્થન કરનારા દસ્તાવેજ છે. વેદો તો સાર્વકાલિક, સાર્વભૌમિક, લોકોપકારી સત્યોનો ભંડાર છે. આ સત્યાર્થો અને રહસ્યોને સમજવાનું કાર્ય ઋષિ દયાનંદ દ્વારા પ્રદર્શિત પ્રાચીન ઋષિઓની પદ્ધતિથી જ સંભવ છે. આ હકીકતને જાણીને આપણને અનુભૂતિ થાય છે કે આપણે કેટલા સમૃદ્ધ વારસાના વારસદાર છીએ. આ અનુભૂતિ આપણને અંધવિશ્વાસો અને વહેમોથી છુટકારો અપાવે છે, મતમતાંતરોમાં ફસાતા બચાવે છે અને આપણને વિશ્વ સમુદાયમાં એક ગૌરવપૂર્ણ સ્થાનના અધિકારી બનાવે છે. પરમપિતા પરમાત્મા આપણને સૌને વેદમાર્ગ પર ચાલવાની શક્તિ આપે.



# સંદર્ભ અને ટિપ્પણીઓ

૧. "...Rationalism itself is not a perfect instrument for the understanding of life."

૨. "There is, therefore, no proof of continuously increasing intellectual power." - A. R. Wallace, Social Environment and Moral Progress.

૩. "...We will wait for one, be he a God or an inspired man to instruct us in religious duties and to take away the darkness from our eyes." - Plato's Alcibiades

૪. "...We may well concede that if the Gospel had not previously taught the universal moral laws in their full purity, reason would not yet have attained so perfect an insight of them."

૫. F. Max Muller (ક) India: What can it teach us? Rupa & Co., New Delhi, 2002, p. 85; (ખ) The Vedas: What is The Vedas, Sushil Gupta Ltd., Calcutta, 1956, p. 14.

૬. "The Vedas are without doubt the oldest works composed in Sanskrit. Even the most ancient Sanskrit writings allude to the Vedas as already existing." - Heeren, Historical Researches, Vol. II, p. 127.

૭. "...After the latest researches into the History and chronology of books of Old Testament, we may safely now call the Rigveda as the oldest book, not only of the Aryan race, but of the whole world." - Rev. Morris Philip, The Teachings of the Vedas, p. 104.

૮. "Names are to be found in the Veda as it were in a still fluid state. They never appear as appellatives, nor yet as proper nouns." - F. Max Muller, A History of Ancient Sanskrit Literature, pp. 506-507.

૯. "It is a thoroughly scientific religion, where religion and science meet hand in hand. Here theology is based upon science and philosophy." - W.D. Brown, The Superiority of the Vedic Religion."

૧૦. "Sanskrit is more perfect and copious than Greek and Latin. As one time, Sanskrit was the one language spoken all over the world." - Bopp, Edinburgh Review, Vol. 33, p. 43.

૧૧. "India was the motherland of our race and Sanskrit the mother

of Europe's languages." - Will Durant, Vision of India.

૧૨. "A work which is spiritual and superior beyond comparison, even to name in one breath with the Bible would be a sin."

૧૩. ઋષિ દયાનંદ સરસ્વતી, સત્યાર્થપ્રકાશ, સપ્તમ સમુલ્લાસ.

૧૪. ઋષિ દયાનંદ સરસ્વતી, ઋગ્વેદાદિભાષ્યભૂમિકા (ક) વેદોત્પત્તિ વિષયઃ, (ખ) પ્રશ્નોત્તર વિષયઃ

૧૫. ઋષિ દયાનંદ, ભ્રમોચ્છેદનમાં લખે છે : 'મૈં બ્રાહ્મણ પુસ્તકોં કો ભી વેદ નહીં માનતા, ક્યોંકિ જો ઈશ્વરોક્ત હૈ, વહી વેદ હૈ. જીવોક્ત કો વેદ નહીં કહતે.' (તુલના : ઋગ્વેદાદિભાષ્યભૂમિકા, વેદસંજ્ઞાવિચારઃ)

૧૬. "Keshub claimed to be guided in the matter by *adesh* or commandment from God...He declared the marriage as an effect of Divine commandment." - The Brahma Samaj and Eclectic System, p. 36.

૧૭. રામપ્રકાશ (ડાં.) ગુરુ વિરજાનંદ દંડી, સત્યાર્થપ્રકાશન, કુરુક્ષેત્ર, માર્ચ ૨૦૦૨, પાન ૬૩, ૭૮, ૧૨૨.

૧૮. દ્રષ્ટવ્યઃ (ક) સત્યાનન્દ શાસ્ત્રી, ક્યા પ્રાચીન આર્ય લોગ માંસાહારી થે? સત્યાર્થપ્રકાશન, કુરુક્ષેત્ર (ખ) વિશ્વનાથ વિદ્યામાર્તણ્ડ, વૈદિક પશુયજ્ઞમીમાંસા, ગુરુકુલ કાંગડી; નરદેવ વેદતીર્થ, યજ્ઞે પશુવધોવેદવિરુદ્ધઃ, ગુરુકુલ જ્વાલાપુર.

૧૯. "It was the most precious gift for which the West had ever been indebted to the East." - said Voltaire. (Quoted here from H.H. Wilson's Essays, Vol. III)

૨૦. "There is no monument of Greece or Rome more precious than the Rigveda." - opined Mons. Leon Delbos.

૨૧. "What extracts from the Vedas I have read, fall on me like the light of higher and purer luminary which describes a loftier course through stratum-free from particulars, simple and universal." - says Thoreau.

૨૨. "I remind you again that the Veda contains a great deal of what is childish and foolish, through very little of what is bad and objectionable...Many hymns are utterly un-meaning and insipid." - F. Max Muller, What is the Veda?, p. 34.

૨૩. રાહુલ સાંકૃત્યાયન, વૈજ્ઞાનિક ભૌતિકવાદ, પાન ૧૦૪.

૨૪. "Raja Ram Mohan Roy was in London and saw Friedrich Rosen at the British Museum busily engaged in copying manuscripts of the Rigveda. The Raja was surprised and told Rosen that he ought not to waste his time on the hymns, but that he should study the Upanishads. - F. Max Muller, Biographical Essays, cf. Clayton, The Rigveda and Vedic Religion, p. 21.

૨૫. Sir George O. Bart, Life and Letters of Lord Macaulay.

૨૬. “That the special object of his (Boden's) munificent be quest was to promote the translation of the scriptures into Sanskrit, so as to enable his countrymen to proceed in the conversion of the natives of India to the Christian religion.” - Monier Williams, in the introduction of Sanskrit English Dictionary.

૨૭. “The edition of mine (of the Rigveda) and the translation of the Vedas will hereafter tell to a great extent on the fate of India and on the growth of millions of souls in that country. It is the root of their religion, and to show them what the root is, I feel sure, is the only way of uprooting all that has sprung from it during the last 3000 years.” - The Life and Letters of F. Max Muller, edited by his wife, Longmans, London, 1902, p.346.

૨૮. “But the ancient religion of India is doomed and if Christianity does not step in, whose fault will it be? - Ibid, p. 378.

૨૯. અરવિંદ, વેદ રહસ્ય, પ્રથમ ભાગ, શ્રી અરવિંદ સોસાયટી પાંડિચેરી, ૧૯૭૧, (ક) પાન ૬૦ (ખ) પાન ૫૮, ૫૫ (ગ) પાન ૬૮.

૩૦. ધર્મદેવ વિદ્યામાર્તણ્ડ, વેદોં કા યથાર્થ સ્વરૂપ, પ્રથમ સંસ્કરણ, ૧૯૫૭, (ક) પાન ૪૩ (ખ) પાન ૩૨.

૩૧. A.A. Macdonell, Vedic Mythology.

૩૨. Works of Pandit Guru Datta Vidyarthi, edited by Dr. Ram Prakash, (ક) Terminology of the Vedas and European Scholars, p. 20 (ખ) Vedic Text No. 1, pp. 54-57 (ગ) Vedic Text No. II., pp. 58-60.

૩૩. "No one who knows anything of the Veda would think of attempting a translation of it at present. A translation of the Rigveda is a task for the next century...If by translation we mean a complete and satisfactory and final translation of the whole Rigveda...not only shall we have to wait till the next century for such a work, but I doubt whether we shall ever obtain it. - Sacred Books of the East, Vol. XXXII, Introduction.

૩૪. “What struck me in Max Muller's translation was a lot of absurdities, obscene passages, and a lot of what is not lucid...As far as I can grasp the teaching of the Vedas, it is so sublime that I would look upon it as a crime on my part, if the Russian public become acquainted with it through the medium of a confused and distorted translation, thus not

deriving for its soul that benefit which this teaching should give to the people." - says P.A. Boulanger. (Quoted here from T.L. Vaswani's Torch Bearer)

૩૫. "Come, O Vayu, these Somas are prepared. Drink of them; hear our invocation." - Original Sanskrit Texts, Vol. II, p. 205.

૩૬. "Vayu pleasant, to behold, approach. These libations are prepared for thee, drink of them; hear our invocations." - Rigveda translation and Notes, Vol. I.

૩૭. "In the matter of vedic interpretation, I am convinced that whatever may be the final complete interpretation, Dayananda will be honored as the first discoverer of the right clues...He has found the keys of the doors that time has closed and rent asunder the seals of imprisoned fountains." - Aurobindo, Vedic Magazine, November 1916.

૩૮. "Swami Dayanand Saraswati was in the first place, India's eye opener to the wisdom of the Vedas. I know none in modern India who was so great a scholar as the Swami."

૩૯. ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, (ક) ભાગ ૧, પાન ૨૫૬ (ખ) ભાગ ૧, પાન ૪૨૬; ભાગ ૨, પાન ૫૧૭, ૫૪૬, ૫૭૨, ૬૫૦, ૬૭૩, (ગ) ભાગ ૧, પાન ૪૫૮, ૪૬૫; ભાગ ૨, પાન ૬૦૯, ૬૧૨, ૬૬૯, ૭૬૬.

૪૦. 'ઋગ્વેદ કે પ્રથમ નૌ મંત્રોં કા ભાષ્ય' નામથી આ પુસ્તક બાદમાં વૈદિક યંત્રાલય, અજમેરથી છપાયું હતું. 'વેદપ્રકાશ' પત્રિકાને ઓગસ્ટ ૧૯૫૩માં 'દયાનંદ ગ્રંથ સંગ્રહ' નામના વિશેષાંકમાં પાન ૧૫૬-૧૭૦ પર તેને પ્રકાશિત કર્યું હતું.

૪૧. યુધિષ્ઠિર મીમાંસક, મેરી દષ્ટિ મેં સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકે કામ; ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઈતિહાસ, રામલાલ કપૂર ટ્રસ્ટ, બહાલગઢ, ૧૯૮૩, પાન ૧૧૯-૧૪૮.

૪૨. N. Mookerjee, I point to India - Selected Writings of Max Muller, pp. 1-22.

૪૩. "I maintain then that for a study of man, or, if you like, for a study of Aryan humanity, there is nothing in the world equal in importance with the Veda. I maintain that to everybody who cares for himself, for his ancestors, for his history, or for his intellectual development, a study of Vedic literature is indispensable." - F. Max Muller, India what can it teach us?, p. 63.

૪૪. "We may divide the whole of Sanskrit literature beginning with Rigveda and ending with Dayananda's Introduction to his edition of the Rigveda, his by no means uninteresting Rigveda-bhumika, into two great periods." - F. Max Muller,

India what can it teach us?" p. 63.

૪૫. "The Veda is the fountain-head of knowledge, the prime source of inspiration, may the grand repository of Divine wisdom and even eternal truths." - N.B. Pavgee, Vedic India Mother of Parliaments.

૪૬. "The Vedas contain many things not yet known to anybody, as they form a mine of inexhaustible literary wealth, that has still remained unexpected." - N.B. Pavgee, The Vedic Fathers of Geology.

૪૭. "Only the gaze of the clairvoyant directed upon the mysteries of the past, may reveal un-uttered wisdom which lies hidden behind these writings (The Vedas)." - Maeterlinck, The Great Secret, p. 9.

૪૮. "We are justified, therefore, in concluding that higher and purer conceptions of the Vedic Aryans were the result of a primitive Divine Revelation." - Morris Philip, The Teachings of the Vedas, p. 231.

૪૯. F. Max Muller, Biographical Essays.

૫૦. "The Rigveda deals with the theorems and experiments, while the process of preparing the reagents and apparatus is recorded in the Yajurveda which is in fact, a laboratory guide." - P.N. Gaur, Introduction to the Message of the 20th Century.

૫૧. "Our present anatomical knowledge of the nervous system tallies so accurately with the world given in the Rigveda that a question arises in the mind whether the Vedas are really religious books or whether they are books on anatomy and Physiology of the nervous system." - Dr. Rele, The Vedic Gods.

૫૨. "From the Vedas are deduced the practical arts of surgery, medicines, music, dancing, archery and architect under which the system of mechanical art is included."

૫૩. "Astonishing fact! The Hindu Revelation (Veda) is of all revelations the only one whose ideas are in perfect harmony with Modern Science." - M.L. Jacolliat, The Bible in India.

૫૪. રામપ્રકાશ (ડૉ.), યજ્ઞ-વિમર્શ, સત્યાર્થ પ્રકાશન, કુરુક્ષેત્ર, ૧૯૭૭, (ક) પાન ૬૫-૬૬ (ખ) ૭૨-૭૬.



# • લેખક પરિચય •




ડૉ. રામપ્રકાશ પ્રસિદ્ધ શિક્ષાશાસ્ત્રી, વૈજ્ઞાનિક, સમાજસેવક, રાજનીતિજ્ઞ, લેખક અને અદ્ભુત વાગ્મી છે. જન્મ : હરિયાણાના તંગૌર ગામમાં, ઓક્ટોબર ૧૯૩૯માં. પિતાજી : શ્રી પ્રભુદયાલજી આર્ય. રસાયણશાસ્ત્રમાં પંજાબ યુનિવર્સિટીમાંથી પીએચ.ડી. ચેકોસ્લોવાકિયા, અમેરિકા વગેરે અનેક દેશોનો અધ્યયન, અનુસંધાન અને પ્રચાર હેતુ પ્રવાસ. પંજાબ યુનિવર્સિટીમાંથી ૨૦૦૧માં પ્રોફેસર રૂપે નિવૃત્ત. કુરુક્ષેત્ર યુનિવર્સિટીના પ્રો. વાઈસ ચાન્સેલર, હરિયાણા સરકારમાં રાજ્યમંત્રી, રાજ્યસભામાં સાંસદ અને કાંગડી ગુરુકુળ યુનિવર્સિટીના કુલાધિપતિ રહ્યા. લગભગ એક સો જેટલા શોધપત્ર અને અનેક પુસ્તકોના લેખક તથા સંપાદક. લેખનકાર્ય બદલ અનેકવાર પુરસ્કૃત. તેમણે લખેલાં યજ્ઞવિમર્શ, સત્યાર્થપ્રકાશ વિમર્શ, ગુરુ વિરજાનંદ દંડી તથા પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનાં જીવનચરિત્ર વગેરે પુસ્તકોને વાચકોએ ખૂબ જ આવકાર્યાં છે. લાલા લાજપતરાય દ્વારા ૧૮૯૧માં અંગ્રેજીમાં લખાયેલ પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર તથા પંડિતજીના લેખોના સંપાદનમાં તેમની યોગ્યતા સ્પષ્ટ ઝલકે છે. છેલ્લે તેમના દ્વારા સંપાદિત ૭૫૦ પાનાંનો અંગ્રેજી ગ્રંથ 'આર્યસમાજ એન્ડ ધ વૈદિક વર્લ્ડ વ્યૂ' આર્યસમાજ અને મહર્ષિ દયાનંદ વિષયક જાણકારીના પ્રામાણિક સંદર્ભ ગ્રંથનું સ્થાન પામ્યો છે. પંજાબ યુનિવર્સિટી, ચંદીગઢમાં ૧૯૭૩માં દયાનંદ ચેયરની સ્થાપના કરવી તથા એ જ યુનિવર્સિટીના રસાયણ વિભાગનું નામ 'પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી હોલ' કરાવવું એ તેમનું વિશેષ પ્રદાન રહ્યું છે. તેમણે લખેલા 'વેદ-વિમર્શ'નું મૂળ હિંદીમાં સાત વાર પ્રકાશન થયું છે, જે તેની લોકપ્રિયતાનું પ્રમાણ છે. તેનો અંગ્રેજી અનુવાદ 'ધ વેદાઝ' શીર્ષકથી પ્રકાશિત થઈ ચૂક્યો છે.

•••